૭૩૦૩

શ્રી પરમાત્મા નમઃ

# દ્વિત્રિયા પતિ દુખી.

## કલ્પિત નીત્તમ નૉવેલ.

### " અર્ધ રાતની લડાઈ "

આ શિયાળાની મીઠી ઉંઘની મધ રાત્રીએ ગાળો રૂપી ગેબી ગોળાનો વરસાદ ક્યાં વરશી રહ્યો છે?

નગ્રવાશી ઉદયોગના પરીશ્રમથી એસાયસ લેતા સર્વે શાંત થઇ ગયા હતા, ધરતી માતાએ અંધાર પછેડો હોડી સર્વ સ્થળ સ્યામ બનાવી દીધું હતું, દીશાઓ શૂન્ય થઇ ગઇ હતી, તારાઓ એક પછી એક આકાશમાં ઉદ્યોત કરવા લાગ્યા હતા, પવનના સુસવાટાથી ઝાડનાં ડાળાં પાંદડાં ખળભલાટ કરી કાયર જનોના હ્રદય કંપાવી રહ્યાં હતાં, રાત્રી સગસગાટ કરતી પોતાનો શત્રુ સૂર્ય પકડી પાડશે એવી ધારતીથી મુઠીઓવાળી નાઠી જતી હતી; રાત રાજા (ઘુવડ) પોતાના શત્રુ સૂર્યનો નાશ થયો જાણી ઝાડની બખોલમાંથી બહાર આવી પોતાનો શિકાર શોધવા મંડી પડયા હતા, સરીતા પોતાના પતિ સમૂદ્રને મળવાની ઉત્કંઠાએ અતી વેગથી અથડાતી પછડાતી કાનને બેહેર મારતી, પૂર જોશમાં ચાલી જતી હતી, નિશાચરો ગ્રહસ્થોના ઘર ફાડવા હાથમાં હથીઆરો લઇ વેશ બદલી આમ તેમ આડા દોહોડા આંટા લઇ રહ્યા હતા, જારી પુરૂષો એક પછી એક પોતાની મન મોહનીને મળવાને ટાંપી રહેલા ભભકાદાર પોશાક પેહેરી ઊંઘેલાઓનો લાભ લઇ સરીઆમ રસ્તાપર

નિડર થઈ ચાલ્યા જતા હતા, વળી વ્યભીચારણી સ્ત્રીઓ પોતાના યારની વાટ જોતી નિચલા દ્વાર ખુલ્લાં મુકી જરૂખામાં ઉભી ખુંખાર શબ્દ કરી રહી હતી, વળી નગ્ર રક્ષકો જાગતા રહીઓ જાગતા રહીઓ એવા મ્હોટા ઘાંટા કાઢી હાથમાં ચળકતા મોટા ભાલા લઈ આમ તેમ ભટકી સોર મચાવી રહ્યા હતા અને ચોવડીયાં વાગતાં બંધ રહી ઢેં ઢેં ઢેં એવો નગારામાંથી વાગતો ઘોર શબ્દ ગાજી રહ્યા હતા.

વાંચનાર આટલી મધ્ય રાત્રીએ કેવા ભાગ્યશાળીઓના મુખમાંથી ગુલાબના ખરતા ફુલની સુગંધીનો ફુવાસ બેહેકી રહ્યો હશે?

આહા! તેતો દેવળ પાસેના એક ભવ્ય મકાનના ત્રીજા મજલાની બારીમાંથી પૂર જોસમાં હવા સાથે અથડાઇ આપણીગમ આવતો હતો.

આવું સુંદર મકાન કોનું હશે? આ "નૌત્તમપુરી"માં આના જેવું બેડી બાંધણીનું મકાન એક પણ નીહાળવામાં આવતું નહોતુ.

ઘરની ત્રણ બાજુએ બાગ બનાવવામાં આવેલો હતો અને ફરતાં ફુંવારા મુકેલા હતા, મોં આગલ ચોકઠું કાઢી એક ખુલ્લી ગચ્છી હવા ખાવા સારૂ કાઢેલી હતી, ચોકડની સામે બાજુના દરવાજેથી મકાનમાં પ્રવેશ કરાતો હતો. પથ્થરની શીડી પસાર કરી ઊપર જવાને એક લોખંડની ગોળ શીડી ગોઠવવામાં આવેલી હતી, ઘર તરેહવાર ઈંગલીશ રંગથી રંગવામાં આવેલું હતું, છજા, જરૂખાં અને બારી બારણાનીતો કાંઇ બાકીજ રહી નહોતી. આવાં સુશોભીત ઘરમાં શાંતીઆઇતો સોડ તાણીનેજ સુતાં હતાં, અને કળહબાઈ આમ તેમ ફાંફાળા મારી રહ્યા હતા, બીજા મજલા સુધી એક પણ માણસની હીલ ચાલ માલમ પડતી નહોતી, આખરે ઉંચુ જોયું તો ત્રીજા મજ-

લાની એક બારીના ઓરડાની અંદર, કેરોસીન તેલનો એક દીવો ઝગઝગાટ મારી રહ્યો હતો. અને સુચવતો હતો કે; કજીઆ ભાઈએતો આ સ્થળેજ નિવાસ કર્યો છે.

અંદરની બાજુએ ઘોંઘાટ સાથે એક સ્ત્રી અને પુ-રૂષ બંને ગેબી ગાળોના ગોળા ગબડાવી રહ્યા હતા, તેટલામાં સ્ત્રી સિંહણની પેઠે છલંગ મારી બ્હારી આગળ આવી બોલી.

સ્ત્રી—લે રડયા આ હું તને જીવ આપું બ્હારીએથી પડતુ મુકીને મરૂં છું, પછી સવારે તેનો સ્વાદ જોજે, સુ-ળીએ ના ચઢાવુ તો મારૂ નામ રૂપાળી શાની?

પુરૂષ—રાંડ શંખણી તું એક દહાડો લીલુનો એનુંજ વાળવાની છું પણ અત્યારે તો મને બળ્યો ઝળ્યો પ-ડી રહેવા દે, રાંડ અભાગણી અંદર આવ્ય, નહીતો હગણાં ટાંટીઓ ઝાલી પછાડું છું રાંડે રોજ કરાવી કરાવીને મારી નાખ્યા? એક દાહાડો એનું કાળુ કરતી હોય તો નીરાંત થાય.

સ્ત્રી—લે મારા રડયા માર જોઇએ, આઘો આવેતો હૈડીઓજ ચુસી લઉં.

પુરૂષ—રાંડ કુતરી તારી જીભ કેમ ટુટી પડતી નથી, તારી માએ તે તને શું ખાઇ જનમ આપ્યો છે, અવળ ચંડી રાંડ, માબાપોનું કુળ બોળવા બેઠી છે, તારા બાપને કુવો હવાડો કાંઇ મળ્યું નહીં તે મારે કર્મે લાવી પછાડી.

સ્ત્રી—ભોગ તારા રડયા આંધળો હતો, કોણ તારે ઘેર ખોળા પાથરવા આવ્યું હતું કે પરણવા આવજે.

પુરૂષ—ભોગ તારા બાપના રાંડ. બોડી, માંથા મુડી, ગને ફાંગડામાં નાખનારનું ને તારા બાપનું સત્યાનાશ જજો.

સ્ત્રી—પાઘડી બળ્યા જીભડી સંભાળીને કાઢજે, નહીં-તર જીભડીજ તાણી લઇશ, મારો બાપ વારે ઘેર કયારે કાણુ કરવા આવ્યો હતો તે બાપ સુધી ગાળો દેઊંછું.

પુરૂષ—પાઘડી બાળ તારા બાઠની રાંડ, હવેથી જો એ માધવલાલના ઘરમાં જતી જાણી છે તો, ખાલજ ખેંચી કાઢીશ. રાંડને નવનવા માંટી કરવા ને ઘરતો માંડવુંજ નહીં.

સ્ત્રી—જાજા રડયા તારૂ ઘર હું કદી માંડવાની નથી, તારાથી થાય તે કરી નાંખજે, જે જે ઘેર જાઉછું ત્યાંતો જવાની, જવાની, ને જવાનીજ, રોયાને રોટલા તો પુરા મળતા નથી ને શેખાઈ તો બાર ગામની મારેછે ?

પુરૂષ—રાંડ ફરંદી ! હું તારો સઘળો પ્રપંચ પામી ગયો છું. મારી પાસેથી ખરચ લેવું છે ને આખા ગામમાં ઘર ગણવાં છે; ખરચને બદલે તો તારા કપાળમાં ડાહામ દેવાના નથી, તે તારા દીલમાં ખાતર જમાં રાખજે.

સ્ત્રી—કરમ ફુટયા તને કમાતાં જોર આવતું હતું ને ખરચ ન્હોતું આપવું તો શું જોઇને ગધાડે ચઢી ગામમાં ફરી પારકી છોડીને પરણવા આવ્યો હતો ?

પુરૂષ—રાંડ કરકશા તારી કાતરડી આટલી બધી કેમ વધારી દીધી છે, રંડા તેના ફળ તને મળે તે તું જોજે, કાલ સવારમાં તારા ઉપર તારા મોંમાં થુંકે તેવી શોક્ય, આવીને ઉભી રહે છે કે નહીં ?

સ્ત્રી—રડયા અભાગીઆ શોકય શોકય કરી કોને બીવરાવે છે. તારા કપાળમાં કોઇ ડાહાગ દેતું હોય તો એકની દસ લાવ્યને અહીં કોણ ડરે છે, વા'લા મુવાને વઢવું વઢવું ને વઢવું, બીજી વાતજ શી છે, આમ સખાઇ કર્યેથી હું સુધરવાની નથી તે તારા કાળજે કોતરી રાખજે.

પુરૂષ—રાંડ શાકોતરી તું સુધરવાની નથી તે હું સારી પેઠે સમજુછું. જ્યારે ચૌદમા રત્નનો સ્વાદીષ્ટ સ્વાદ ચાખીશ ત્યારેજ તારા મગજનો પવન પાંસરો થવાનો છે.

સ્ત્રી—રડયા બાયલા તું શું મને મારનાર હતો તારા જેવા ધણીઓ તો મારા પગતળે પીલી નાંખ્યા ?

પુરૂષ—રાંડ ગોઝારી તારા બાપનું નખોદ જાય, તારા ભાઇ બાપ મરે. રાંડ મારી ફજેતીના ફાળકા કરવા ઉભી થઇ છે, આટલા વરસની ઉત્પન્ન કરેલી મારા બાપ દાદાની આબરૂના કાંકરા કરવા કેમ બેઠી છું રાંડ કમજાત.—

સ્ત્રી—મારા રડયા તારા છાજીઆં લઉં, મરેને તારા વા'લા હોય તે, મારા ભાઇ બાપને ખમા કરે, મારા ભાઇ બાપ કમજાત છે તો દીકરી દેવા ના જઇશ.

આવા શબ્દ સાંભળતાંજ પુરૂષનો પીત્તો એકદમ ઉછળી આવ્યો ને એક લાત એવા તો જોરથી મારી કે, સ્ત્રી ચતાપાટ સીડી પાસ જઇ પડી.—

સ્ત્રી બુમ પાડી બોલીહાય હાય !!! મારી નાખી રે, મારી નાખી, કોઇ આવજોરે આવજો આ રડયો મને મારી નાખે છે, હું ગરીબડી ગાયને કોઇ મુકાવજોરે મારા માબાપ, આ અભાગીઆના હાથ પગ કેમ કપાઇ જતા નથી રે મારી માડીઆ ઓ ઓ.—

બુમ પાડતી શીડી પાસે પડેલું ખાસડું હાથમાં લઇ દોડીને પુરૂષની પીઠ ઉપર ઉપરા ઉપરી દેવા માંડયું; પુરૂષે પણ તુરતજ ખાસડાંઓથી વધાવી લીધી; બંને તરફથી ખાસડાંઓની પટાપટી એવી તો ચાલી કે થોડા વખતમાં ઘણા દીવસના ચઢેલા ભારથી, બંનેની પીઠો હલકી ફુલ જેવી થઇ ગઇ.

સ્ત્રી થાકીને સ્ત્રી ચરીત્ર કરી બોલી, રડયા હું હવે જીવવાની નથી તારૂં લાગ્યું તું ભોગવી લેજે, હું તો આ ચાલી, કુવો હવાડો કરી મરીશ, મારે તને હવે મોં દેખાડવું નથી, નખોદીઆ પરમેશ્વરને ત્યાં તારા પાપનો જુવાબ દેવા આવજે.

સાળુનો કાછડો મારી સ્ત્રી જોતજોતામાં ત્રીજા માળની શીડીએથી નીચે ઉતરી પડી.

પુરૂષ પણ તરત તેની પુંઠે નાઠો અને થોડીજ વારમાં તેણીને એક સરીઆમ રસ્તા નજીક પકડી પાડી.

પુરૂષને આવતો જોઇ તેણી એક અગોચર રસ્તાભણી દોડી, પુરૂષ પણ તેની પછાડી પછાડી ઠોકરો ખાતો અને સ્વાસ લેતો દોડયો.

**રાત અંધારી ઘોર ડરામણી લાગતી હતી, ઘાડાં તીમીરથી એક બીજાને જોઇ શકે તેમ હતું નહી જેથી લાગ જોઇ સ્ત્રી એક પાસેના કુવા ભણી હાથમાં મોહોટો પથ્થર લઇ દોડી, ને પથ્થરને કુવાંમાં પધરાવતી બોલી:—**

લે રડયા, હવે પકડવા આવીને સાર કાઢજે, હું તો આ કુવામાં પડું છું હે ભગવાન હું અનાથની રક્ષા કરજો, અને આ પાપીષ્ટ મારી પુંઠે પડયો છે. તેને તમારી હજુર પકડી મંગાવજો.

બોલતાને વાર હાથમાંનો પથ્થરો એવાતો જોરથી કુવાની અંદર હોમી દીધો કે તેના અવાજથી કાન બેહેર મારી ગયાં, અને પાંચસાત ફુટ પાણી ફીણના ગોટાની સાથે ઉંચુ ઉછળી આવ્યું.

અવાજની સાથેજ પુરૂષના તો હાંજાજ ગગડી ગયાં અને બાવરો બાવરો કૂવા ભણી દોડયો, "**રાત અંધારી ને તલ કાળા**" જઇને જુવે શું ? બાઇ તો પથ્થર નાખીનેજ પોબારા ગણી ગયાં હતાં, કાંઇ માલમ પડયું નહી કેટલીકવાર સુધી કુવાના કાંઠાની કોર ઉપર કાન માંડી ઊભો રહ્યો, પણ લેશ માત્ર શબ્દ કે પાણીમાં ગડબડાટ સંભળાયો નહીં, આમ તેમ ઘણાં ફાંફાં માર્યાં. પણ અંધારી રાત સિવાય બીજુ કશું દીઠામાં આવ્યું નહીં.

ઘણો ગભરાયો, અને ગાંડાની માફક કુવાની આસ પાસ આંટા મારી આરડવા માંડયું. ઓ રાંડ ગોઝારી તેં તો ગજબ કરી નાખ્યો તારા બાપનું નખોદ જાય તેં આ શું કર્યું તું મૂઇને

તારા જોડે ગને મારતી ગઇ. સવારમાં હું શું મોં દેખા ડીશ, રાંડ તે તો હાથે કરી આપઘાત કીધો પણ ખુનનું ત્હોમત મારા શીર આવશે, સરકાર મને સુળીએ દેશે, હાય હાય હવે હું શું કરૂ ને કયાં જાઊં મારૂં શું થશે. મને આ મુશીબતમાં થી કોણ મુક્ત કરશે, ઓ રાંડ કુળ નીકંદની તું તારા માબા-પને પેટ પથ્થર થઇ કેમ ના પડી, તને ઝેરી નાગ કેમ ના ડસ્યો, તને ગળથુથીમાં ઝેર કેમ ના દીધું, કે રાંડ મા-રા લોહીની તરશી થઈ.

રાંડે તો રોળ વાળ્યો હવે આહીં ઊભા રહી કરવું શું? વખત જશે ને વળી કોઈ જતા આવતા રોન ફરતા શીપાઇઓના હાથમાં સપડાઇ જઇશું તો ખુનનું ત્હોમત મા-થે આવશે ને સત્યાનાશ વળી જશે, માટે બેહેતર છે કે પ્હેલેથીજ પોલીસને નાશી જવાની ખબર આપી મુંગા મું-ગા ઘર તરફ રવાના થઈ જવું.

પુરૂષ વિચાર કરી સુડીઓવાળી નાકો, અને સડકની પેલી બાજુ પસાર કરતાંજ રોનવાળો શીપાઇ સામો મળ્યો, શીપાઇને જોતાંજ ભાઇનાતો મોતીઆજ મરી ગયા.

શીપાઇ—"હુકુમડર" ઇતની રાતકું કોણ આતા છે.

પુરૂષ—જમાદાર સાહેબ એનો કોઇએ નહીં હું ર-સ્તાનો જનાર છઉં તમારે શું કામ છે?

શીપાઇ—અમે સચ બોલતા છે કે નહી, નહીતર પ-કડકે ચોકીમેં લે જાહેંશું તુમ હમકુ ઓળખતા છે?

પુરૂષ—હા સાહેબ તમે જમાદાર છો તે હું જાણું છું પણ તમે મને શું કરવા રોકો છો હું કાંઇ ચોર નથી વેહેપારી છું.

શીપાઇ—અમે સુનતા છે કે નહીં તુમ વેહેપારી છો તો, એતની રાતકુ બહાર કાયકે વાસ્તે નીકલા છો'

પુરૂષ—જમાદાર સાહેબ માહારી બાયડીને જરા કહ-

વાયુ હતી તેથી વૈદને ઘેર દવા લેવા ગયો હતો, પણ વ-ઇદરાજ ઊંઘમાંથી ઉઠયા નહી તેથી પાછો ફરી ઘર તર-ફ જાઊં છું—

શીપાઇ—નહી નહી તુમ ચોર છો જુઠ બોલતા હૈ ચલો ચોકીમેં તુમારા નામ નુંધાવ ફજરમે ફોજદાર સા-બકે વાં લે જાયગે.

પુરૂષ—જમાદાર સાહેબ અને જમાદારોને નાહક શું કરવા હેરાન કરો છો લ્યો આ પાન સોપારી લઈ ચાલ્યા જાઓ બે રૂપીઆ વૈદને આપવાના હતા તે તમનેજ ખુ-શી થઇ આપું છું,

શીપાઇ—નહી નહી શેઠ અગકુ તુમ કયા લાંચીયા શીપાઈ બંદા સમજતે હો ? એ બાત નહીં હોશે, કોઇ જા-ણી જાવે તો અમારી ચપરાસ જાતી રેહવે.

પુરૂષ—અને લોકોને કોઇ જાણતુએ નથી ને કેહેતું એ નથી રાજમાં હજારો રૂપીઆ અમલદારો લાંચના હોઇ-યાં કરી જાય છે તો તમારે આટલામાં તે શું? લક્ષ્મી ચાં-લો કરવા આવે ને મોં ધોવા જઇએ તો મૂરખમાં ઠરીએ એનો ખાધુ પીધુ એજ બાપનું લાંચ નહી ખાઓ તેમાં સરકાર કાંઇ વધારે પગાર આપવાનો છે?

શીપાઈ—નહીરે શેઠજી ઓનો સાલા પગારમેસેભી ડંડ કરકે કાટ લેતાહે, ફીર જાદે તો કયા દેવે.

પુરૂષ—જબ ખુશી હોકે એ ચેરીમેરી લેલો.

શીપાઇ—ઇતનેમેં કયા હોવે કુચ જાસ્તી આપોતો તુમકુ છોડ દેવે ?

પુરૂષ—જમાદાર સાબ અબ માફ કરો, આટલેથી રાજી થઇ રજા દીયો, વળી કોઇ આવી ચડશે તો મારી તમારી બંનેની પુરી કમબખતી હોશે?

શીપાઇ—અચ્છા, અચ્છા દંતના તો દંતના લાવ અબ ફરીથી કોઇ બખત ઇતની રાતકુ બ્હાર નીકલીઓ નહીં, એતો મે તુમેરેકું જાને દઉંછું. બીજા હોતા તો મુકતા નહીં.

પુરૂષે તુરતજ ઓટીમાંથી બે રૂપીઆ કાઢી શીપાઇના હાથમાં મૂકયા અને પાધરોજ ફોજદારને ત્યાં જઇ ખબર આપી કે મારી સ્ત્રી નામે રૂપાળી ઘરમાંથી પેહેરવાના દાગીના લેઇ, મોડી રાતના પસાર થઇ ગએલી છે, તે હજુ સુધી ઘેર આવેલી નથી.

તેણી કયાં ગઇ હશે અને તમોને કોના ઉપર શક છે, એવી રીતે ફોજદારે પુછવાથી તેણે વધારે જણાવ્યુ કે તેણી ખરાબ ચાલની છે. અને તે ઘણું કરીને, ચંદની ચોકમાં આવેલા એક માધવલાલ નામના નાગર બ્રાહ્મણના ઘરમાં ગએલી હોવી જોઇએ, ફોજદારે નામઠામ પુછી લીધાં, અને તપાસ કરીશું એવો જવાબ વાળ્યો કે તુરત પુરૂષ ફોજદાર સાહેબની રજા માગી પોતાના મકાન તરફ ચાલતો થયો.

અંધારે અથડાતો પછડાતો પુરૂષ પોતાના મકાન ઉપર આવી પહોંચ્યો. ઘરના બારીબારણાં બંધ કીધાં, અને વિચારના તરંગમાં તણાતો પુરૂષ પથારીમાં આવી પડયો.

હાય હાય હવે શું થશે, આ વાત કોને જઇને કહું, પ્રાતઃસકાળમાં પુરી ફજેતી થશે, રાંડના માંબાપ લઢવા આવશે તેમને શો જુવાબ દઇશ, આ દોષ કોને દેઉં. મારા કરમનોજ વાંક તેમાં કોઇ શું કરે, માબાપે વીચાર કર્યા વગર ન્હાની વયમાં, જોડુને સ્વભાવ મેળવ્યા શીવાય, અડભંગ કુળ જોઈ મારા સુખની હાની કરી, હશે જે બની તે ખરી.

આવી રીતે દુઃખના દરીયામાં ડબકા મારતો દુઃખી પુરૂષ, હાય મારી પાછલા પહોરની ઘોર રાત્રીએ નીદ્રા દેવીના પાસમાં પડી ઘસઘસાટ ઘોરવા લાગ્યો?

વાંચનાર! આ સ્ત્રિપુરૂષ કોણ હતા તે તરફ હવે નજર કરીએ.

# ( દ્વિત્રિયા પતિ દુખી. )

## વાર્ત્તાની શરૂઆત.

## પ્રકરણ ૧ લું.

### " ઝત્રકુશાએ એક ઉપર બીજી બૈરી કરવી. "

દોહરો.

બહુ બણજ બહુ બેટીઆં, દો નારી ભરથાર;
ઇતનેકુ મત મારીઓ, માર રહે કીરતાર.

લાડશ્રીમાળી ગ્નાતનો આગળ જણાવી ગયા તે પુરૂષનો પીતા હતો. જેનું નામ ઝત્રકુશા કરી જાણવામાં આવતું હતું, જે ભવ્ય મકાન આગળ જણાવી ગયા છીએ, તે મકાન તેના વડાવડાના વડાઉઆએ કેટલાક વરસ ઉપર, આ "નૌત્તમપુરી"માં બંધાવેલું હતું, અસલ તેઓ "રાજપુરી"ના રહીશ હતા, પરંતુ ત્યાં વેહેપાર રોજગાર ભાગી પડવાથી, રોજગાર માટે પોતાના કુટંબકબીલા સહીત, આંહી આવી વશા હતા, અને પાછળથી પૈસા પણ સારા પેદા કીધા હતા.

• ઝત્રકુશાને બે બૈરીઓ હતી. જેઓમાં એકનું નામ હીરાં અને બીજીનું નામ જડાવ કરીને હતું.

હીરાં ઉમરે પોહોંચવાથી તેણીને સંતાન થવાનો સંભવ રહ્યો નહોતો. તેથી તે બીચારી રાત દીવસ પુત્રની જંખનામાં ઝુર્યા કરતી હતી, પોતાના પાડોશીને ઘેર પુત્રાદિકનો પરીવાર પેખી. તેમને ધન્યવાદ માનતી. અને પોતાને કાંઇ પણ સંતતી નહીં હોવાથી હર્નિશ સોક કર્યા કરતી હતી.

ઝવેરશા તેને ઘણો સમજાવતો કે પૂર્વના પૂન્ય ઉપાર્જન થયા શિવાય પુત્ર પ્રાપ્તિ થતી નથી, તું આથી શા માટે કંકાસ કરેછે, પ્રારબ્ધ પાંસરૂં હશે તો સૌ સારાંવાનાં થશે.

પતીના બોધથી હીરાં બોલતી કે સ્વામીનાથ આપ જે કહો છો તે સત્ય છે. પરંતુ પુત્ર રહિત જગતમાં જીંદગી કાઢવી તે તો મને ઝેર તુલ્ય લાગે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—

(દુહો.)

લાખ દિવા નિત્ત બળે, બાર રવિ ઉગંત;
તસ ઘર તોહી અંધારડું, જસ ઘર પુત્ર નહંત.

જુવોને મારા કર્ત્તાંએ ઓછી ઉમ્મરની બાળકીઓ, પોતાના નાહાના બાળકોને ઉછરંગમાં લઇ કેવી હુલરાવે છે, મને ઇર્શા કેમ ના આવે? હાય હાય હુંજ રાંડ અભાગ્યણી કે મારે પેટ પુત્ર નહીં મેં પૂર્વે શાં પાપ કીધાં હશે. શીવ, શીવ, શીવ,

દરરોજ આ પ્રમાણે હીરાના દુઃખનો દેખાવ જોઇ, બીચારો ઝવેરશા પણ મનમાં ખેદ કરતો, પણ ઇશ્વરકૃતિ આગળ મનુષ્યનું શું ચાલે.

આખરે ઝવેરશા પણ અબળાનો અનુભવ લઇ સોચ કરવા લાગ્યો, હાય હાય પુત્ર વિના મારી સદ્ગતિ શી રીતે થશે, મારૂ શ્રાદ્ધ કોણ કરશે? મારી ઉત્તર ક્રીયા કોણ કરશે? શુ હું વાંઝીઓને વાંઝીઓજ મરી જઇશ, મારો પૈશો કોણ ખાશે? મારી લક્ષમી રાજમાં લુંટાઇ જશે, એમ અનેક તરેહના વિકલ્પ દરરોજ કર્યા કરતો હતો.

એક દીવસ હીરાં આનંદમાં બેઠી હતી, તે વખતે તેની પાસે આવી દાવકુ મોં રાખી ઝવેરશા બોલ્યો— હીરાં જો તારી ઇચ્છા હોય તો હું બીજી સ્ત્રી કરૂં, પરમેશ્વર કરશેને તેને પેટ પુત્ર થશે તો આપણું નામ રેહશે,

ને વાંઝીઆ મેહેણું ટળશે.

હીરાંએ કહ્યું—સ્વામીનાથ, તમો બીજી સ્ત્રી કરો તેમાં મારે આડે આવવાનું કાંઇ કારણ નથી, ભલે સુખેથી કરો તેને પૂત્ર થશે તો પણ મારા ધણીનું પેટ કહેવાશે, હું સર્વ વાતે ખુશી છું, પરંતુ બંને સ્ત્રીઓને સરખી રીતે રાખવાની સત્તા હોય તો તે કામ કરવા તત્પર થજો, નહીતર દુનીઆગાં બે બાયડીઓના ભાયડાના ભોગ ગળી, ભવાડા થાય છે, તેવું તમારે થશે.

ઝગડુશા બોલ્યો—વારૂં વારૂં તારે તેની કાંઇ ચીંતા કરવી નહીં; એ તો બધુંએ હું સમજુછું, મને વરસ થયાં તેટલાં તને દાહાડા પણ થયા નથી. અમને અમારી આબરૂ કેમ વાહલી હશે નહીં?

ઝગડુશા ના પગમાં જોર આવ્યું, અને "હીરાં" ની રજા મળવાથી હરખતાં હરખતાં, કડકડતાં કપડાં પેહેરી હાથમાં લાકડી લઇ દુકાને જવા ચોટા ભણી ચાલવા માડયું, રસ્તામાંજ નાત ગોર સામા મળ્યા, શેઠજી કેણીગમ સધાવો છો નાત ગોરે પુછ્યું.?

ગોર મહારાજ નમસ્કાર છે. સારૂં થયું કે તમે રસ્તામાંજ મળી ગયા. મહારાજ તમારૂં ઘણુંજ અગત્યનું કામ છે. ઝગડુશાએ કહ્યું

ગોર બોલ્યા, બોલો બોલો શેઠજી શો હુકમ છે. હું તો આપના નામે નામ છું હુકમ પ્રમાણે ફરમાવો શેવક કામ બજાવવા તૈયાર છે.

ઝગડુશા એ કહ્યું—આજને આજ મારા માટે કોઇ સોળ સતર વરસની કન્યા ખોળી લાવો, લગનનું પણ સાટાં સાથેજ નકી કરતા આવજો હું તમને ખુશી કરીશ!

ગોર મહારાજ હસતે મોઢે બોલ્યા, શેઠજી કન્યાનો તમારા લાયક એક છે પણ શોકય ઉપર દેવાની છે. માટે

રૂપીઆ પાંચ હજાર ખાવા આપવા પડશે, અને માગે શી-રપાવ જુદો, એટલું જો તમારે કબુલ હોય તો આજને આ-જ તમારે ઘડો લાડવો કરી પર્ણાવી દઊ; કન્યારૂપરૂપની ગણી છે, તમે ઓળખતા તો હશો, પેલા જેપુરવાળા, જો-ગીદાસની દીકરી "જડાવ"

ઝવેરકુશાનું મન પીગળ્યું અને તત્તજ હા પાડી દુકાને જઇ રૂપૈયા પાંચ હજાર રોકડા મુંબાઇગરા ગોરને ગણી.આપી સાકું કબુલ કીધું, અને તેજ મંગળ રાત્રીએ જોગીદાસની દીકરી "જડાવ" સાથે પાણી ગ્રહણુ કરી પા-છલી જીંદગીએ પળીઆમાં ધુડ ઘાલી.

---

## પ્રકરણ ૨ જું.

### "બંને શોકયોની લઢાઈ."

જડાવને પરણી લાવ્યા પછી ઝવેરકુશાને જુવાની આ-વી, બંને સ્ત્રીઓના સુવાના ઓરડા નોખા નોખા કર્યાં, અને બંનેની ઉપર સરખી પ્રીતી રાખવા માંડી.

વસંતરૂતુ આવી, જડાવની ખીલતી જુવાનીની ક-ળીઓ ખીલવા માંડી મોઢે ખીલ નીકળવા માંડયાં, ગાલ ફુલવા લાગ્યાં, કપાળ તેજ મારવા લાગ્યું. આંખ મારકણા સાંડ માફક આમ તેમ ફરફરવા લાગી, ઉર હાથીના કુંભ સ્થળ માફક ઉંચુ તરી આવ્યું, અને પગથી પૃથ્વી ધમ-ધમવા લાગી. ઇત્યાદી પ્રયોગથી ઝવેરકુશા તો જડાવના જોબનરૂપી ઝાડના પૂષ્પની સુગંધી પાછળ રાત દીવસ પ-રીભ્રમણ કરવા લાગ્યા !

હવે બીચારી હીરાં નો કોણ ભાવ પુછે! જડાવનુ જોર વધી ગયું ઝવેરકુશા કોઇ કોઈ વાર હીરાંના ઓરડામાં આવતો હતો, તે પણ જડાવની બીકથી બંધ થઇ ગયો, ભોગ જોગે એકાદવાર હીરાં સાથે બોલતાં સુણ્યો તો સાથે

લાગી બચારાની પતરડીજ ઝપડી નાખતી.

એક દીવસ અવસર જાણી હીરાંએ ઓરા બોલાવી ઝવડુશાને કહ્યું સ્વામીનાથ! તમે શું મારો સંબંધ છેકજ ભુલી ગયા! મે તમારૂ શું અનિષ્ટ કર્યું છે, તે પેલી વાઘ-ણને વળગી મારો અનાદર કરો છો? કાંઇકતો દયા લાવો. અરે! કાંઇકતો જરી વીચાર કરો શું? **મુલાના ચોરને મેચ-કાનો માર?** આઠ દીવસમાં એક વારનો સાગુ જુઓ; એ રંડાનેતો ગાની એટલે માંતેલા સાંઢની માફક આખા ગામ-માં મ્હાલે છે, અને આ મારૂ શરીર તો જુઓ? સુકાઇને કેવું નિર્બળ થઇ ગયું છે, હાય હાય શોકયનું સાલ તે આવુંજ કે, આટલા માટેજ તે ગોઝારીને ઘરમાં ઘાલી છે? ત-મારી બુદ્ધિ કેમ બળી ગઇ છે, કે આટલી બધી હદપાર સ્વતંત્રતાં સોંપી છે, રાંડ કાંઇ નવા જુની કરશે તો તમારી સાત પેઢીનું નાગ બોળશે, કાંઇ તો દીલમાં દરીઆફ કરો?

ઝવડુશા મોહ મલકાવી હીરાંને કેહવા લાગ્યા—જા, આજ હું તારે ઓરડે આવીશ, એ રાંડ છોને ફુંફાડા મા-રતી તું કાંઇ ચિતાં કરીશ નહીં, હું તારો છું તે છું કંઇ બદલાવાનો નથી.

જડાવ ઉપરની જાળીમાંથી આ સઘળો દેખાવ જોતી હતી. તે ઇર્ષા આણી એકદમ હેઠી ઉતરી ઝવડુશાના પો-તીઆની પાટલી પકડી હીરાં સામે ઉભી રહી વચનોનો વર્સાદ વરસાવા લાગી.

રાંડ શંખણી, તારા નાહાના માટીને શું સમજાવે છે, એમ કાંઇ તારે વશ થવાનો નથી, લે લે? દીકરો જો-ઇએ છીએ, દીકરો, દીકરા માટે આખા ગામમાં દોડતી ફર પણ કાંઇ દા'ડો વળવાનો નથી? વા'લા મુઇ આખો દીને રાત માંટીને બંભેર ભંભેર કરે છે, પણ હુજ ખ-રી કે તારા માંટીને તારા સામુ જરી પણ જોવા દઉ નહી.

હીરાં અકળાઇને બોલી—રાંડ સત્યાસણી મારી નાહાની શોકય હું તારૂં નામ દેવા કયારે આવું છું. તે મારી પુઠલ પડી છે, મને શા માટે સંતાપે છે, તું જાણે ને તારો માંટી જાણે પડો ખાડમાં મારે શું હું તારૂં નામ દઉં તો તુ મને દબાવવા આવજે, વગર લેવા દેવા મારૂં નામ દઇશ તો તારી ઝાબડીજ ખંખેરી નાખીશ.

હું નહી બોલું તો જુનીને દુઃખ લાગશે એમ જાણી જગડુશા હીરાંનું ઉપરાણુ લઇ જડાવને ધમકાવવા લાગ્યાં; રાંડ દાંધા બળી, આટલી બધી શા ઉપર ફાટી ગઇછું તે બીચારી તારૂં નામ દેતી હોય ને ગાળો ભાંડતી હોઉ તોએ ઠીક છે, અમથી કુતરાની માફક ભશ ભશ કરે છે, રાંડ ખાઇ ખાઇને દીલ વધાર્યું છે તેજ જાણ્યું—

જડાવનો મીજાજ હાથથી જતો રહ્યો, ને જગડુશાને હીરાં સામે ધકકો મારી બોલી;—જા રડયા એ મા તને વા'લી લાગે છે તો એની પાસે, મારી પાસે શું કરવા આવે છે, એ રાંડ તને હોસલો ટીપીઆલસે ને તું ખાજે, હું તો આ ચાલી મારા પીયર.

હીરાં પણ હલકે રહી જગડુશાને જડાવ સામે ધક્કો મારી બોલી—જાવ? મારે તમારી કાંઇ જરૂર નથી, મારી શોકય આજ કાલની એ ખરી ને હું ખોટી રાંડ પાંડા જેવી વધી છે તેને જોઇ મોહી જતા હશો?

રાંડતો તારી મા, હોય તે સમજી? વિચારીને બોલજે નહીતર જોયા જેવું કરી આપીશ " જડાવે કહ્યું "

મારી લાડવાઇ શોકય તું શું મને કરી આપવાની હતી. છીનાળ તારા છીદ્રો ખોળી બતાવું તો તારો માંટી તને ઘડી પણ ઘરમાં ઉભી રહેવા દે નહી, હીરાંએ ઉત્તર વાળ્યો?

મારા બાપની વહુ ખરેખરૂં કરી આપ્ય નહીંતર માથાના વાળ પીંખી નાખીશ એમ કહી જડાવ હીરાં સામે ધસી

ગાળોના ગોળા બંને તરફથી જોસભેર ઉડવા માંડયાં, અને જડાવે રીસથી હીરાંનો ચોટલો પકડી ભોંય ભેગી કરી નાખી.

બને જણીઓ બોકડાની માફક બાઝીઓ અને લાગ ફાવેથી હીરાંએ જડાવનો ટાંટીઓ ઝાલી પરસાલમાં પટકી,

રંગ ખરે ખરો જામ્યો ઝઘડુશા આ વખત વચમાં આવી બંનેને નોખી કરત નહી તો ઝેરીલી જડાવ હીરાંનાતો બારજ વગાડી દેત, ધક્કા પાટુનો થોડો ઘણો સ્વાદ ઝઘડુશાને પણ ચાખવો પડયો, અંતે થાકીને એક કોચ ઉપર જઇ બેઠો. બંને શોકયો વઢતી જુદી પડી, પોત પોતાના ઓરડામાં ગઇ; વળી વાઘણો બહાર આવી એક એકના છીદ્રો ખોળી ગોફણો ગગડાવવા લાગી.

હીરાં ગોળનું ઉઘાડું માટલું ઘરમાંથી લાવી ઝગડુશાને બતલાવી બોલી? જુઓ?–આ માટલામાંથી ઉંદરડા ગોળ ખાઇ ગયા, પણ તેને કાંઇ ઢાંકવું છે-સમી સાંજથી શેઠાણી સોડ તાણી સુઇ રહે છે ઘરની કાંઇ ફીકર છે. કુહીએ છીએ તારે કુતરાની માફક કરડવા આવે છે.

ઝઘડુશાએ કહ્યું–વા'લી તું ઠરેલ છે તેથીજ મારૂં ઘર સારી સ્થીતિમાં રહે છે તું વડી ને વીવેકી છે, તારા આગળ નવીતો હજુ બચ્યું છે?

હીરાં કહે–અમથી નકામી સાકર શું કરવા ઘોળોછો ઘડી એક નવીને સુની તો મુકાતી નથી ચાંદ જેવું મુખડુ જોઇને તો ચીતડુ ચળી જાય છે.

ગાંડી તું ગાંડુ ગાંડુ શા માટે બોલે છે, નવીતો ઘરનું કામ કાજ કરનાર એક લુંડી તરીકે છે, ને તુતો મારા હૈયાના હાર જેવી છું; અગથુ ઓછું શા માટે આણવું, ઝગડુશાએ કહ્યું—

વા'લી હતી તેમાંજ કાળીગાંઠી ને કંકણુ ઘડાવી આ-

પ્યા હશે તો એતો જગલાડીને જોઇએ. હું તો કાંઇ પરણીને આવી છું મનેતો નાતરે લાવ્યા છો એટલે મારે તે કાંઇ જોઇએ ? હીરાં બોલી–

ઝવરકુશઃ બોલ્યો–એના કરતાં તારી તુરી કયાં કમ છે તે અમથો લવારો કરી મરૂં છું

હીરાં બોલી–બુરાનપુરી સાડી લાવીને તો શેઠાણીને સોવરાવીને મેંતો રાંડ જોટવા જોટવાં કરી જન્મારો કાઢયો તોએ જોટવાં જોયાં નહીં!

તરત જડાવ વચમાં બોલી ઉઠી? એમાં તારા માંટીનો માલ નથી મારા મહીયરનો માલ છે. તેમાં તું શુ કહી દેખાડે છે.

હીરાં કહે—જુઓ ધણીઆતાં થઇ વગર બોલાવે વચમાં બોલવાં આવ્યાં છે, નિર્લજ લાજતો કોઇની રાખતી નથી. કાંમ કાજમાં ઢંગ ઢાળ બળ્યા હોતતો પણ ઠીક હતું; વચમાં હું પીલાઇ મરૂ છું. એતો જેમ કરે તેમ ફાવે કહેવત છે કે "ભેંસ ખીલાવરાણે કુદે."

જડાવે જવાબ દીધો. હું તો કાંઇજ કરતી નથી બચારી તેજ તણાઇ મરે છે. વાહાણુામાં વેહેલા ઉઠી પાણી વાશીદું કરી રસોડામાં પેશી રસોઇ તૈયાર કરૂં છું વાંસણ માંજુછું; રોજને રોજ દલણું દળી શેઠાણીના મુખ આગલ મુકુ છું ને શેઠાણી એક તપેલી ચુલા ઉપરથી ઉતારી ભોંય મુકેછે. તેમાં તો ડરાવી ડરાવીને મારી નાખે છે.

હીરાં કહે–હા બધુંએ કરે છે. દીવસમાં બાર વાર તો કુવે બેડાં ફોડવાં જોઈએ, વાસીદામાં તો સાંબેલુ હેંડયું જાય, ત્રાંબા પીતલના વાસણોનો તો જાણે રોટલોજ કરવા બેઠી ચોરી ચોરીને પીયરમાં પધરાવવુ સૈયરોમાં મા'લવું ઘરમાં તો ટાંટીઓ ટકેજ શાનો સ્વામીનાથ એના લક્ષણ-

તો તમને શું કહું તમારોતો જરા પણ ડરજ રાખતી નથી. ચાંદ બીગ્ગી ચુંટી આણ્યા છે. હાથમાંથી અરીસોતો હેઠો મુકવોજ નહીં. લોકોતો પછાડી કાંકરા મારે છે રૂપને રડો. ને મહીલાનું મુખ જોઇ બેશી રહો. મારી જનની એ જનમ શું કરવા આપ્યો કે મારે કર્મે શોકયની શુળી આવી. મારો જન્મારો ધુળ કર્યો, અને પતી રૂપી પૂર્વ શત્રુના પાસમાં આવી પડી.

ઝઘડુશાએ હીરાંને કહ્યું–અલી જક્કીલી તું માનીશ કે નહી અમથી લઢાઇ વધારવાને જીભડીનું જોર કરી રહીછે, અદેખાઇના ઉચ્ચાર કરી પ્રભાતમાં નવી સાથે ઝગડો જગાવવો છે; તારી જીભડી ઠેકાણે રાખ્ય નહીતર વાંસો ખોખરો કરવો પડશે તું તો માણુસ છે કે હેવાન.

હીરાં બોલી–હા, એનો અવગુણ શાનો આવે ! જ્યાં ત્યાં વાંક તો મારોસ્તો પહોર દાડે પટરાણી પલંગમાંથી ઉઠે છે તેને તો કાંઇ કેહેવાતું નથી ને અહીં કેહેવા આવે છે. હાથે કરી હલવી પાડો એટલે એને ફાવતું જડે, આજ કાલની લુંડીનું મોહ આવ્યું કાંઇ મારૂં આવ્યું; રાંડે પોપટ જેવો બનાવી દીધો છે. કેહેવત છે કે ' ધણીની માનીતી ઘેયડી બાર ગામ ઉજડ કરે."

જડાવને ઝેર ચડયું ને ક્રોધાંધ થઇ બોલી–હા અલી તું તો સર્પના જેવી સુંવાલી છું, વાહાણાની બેઠી ગોઠી આઝરાના બાહાના સોધું છું. અલી ઝેરીલી તને ઝઘડો કરવાનું જોર ઘણું છે, પેટમાં ચુંક આવતી હોય તો અજમો ફાકય. અમથી પેટને બદલે માંથુ શું કરવા કુટે છે, વાંધીલી વાત વાતમાં વાંધો પાડવા બેઠી છું પ્રપંચ કરી પીયર કાઢવી હશે, પણ પરણીને આવી છું કાઢવી બહુ કઠણ છે, રહેલ નથી;

હીરાં ચડભડીને બોલી,–છટકેલી તું છાની રહે દામ

લેનારની દીકરી જાણી તને, તારા માંડીએ માની માનીને મેડીએ ચઢાવી, પણ હું તો તને ઉગમણી ભાગોળેજ ચઢાવું, ઓળખે છે, તારૂં દીવી જેવું ડાચું જોઇ તારો ગાડી મોંઢી જાય પણ હુંતો સળગાવીજ મુકું વાર જરા પણ ના કરૂં વકરેલી વાઘણ તારી માએ તને આડી વાઢીને બહાર કેમ ના કાઢી કે વિધાતાએ મારા સારૂ શોકય સરજી.

જડાવ બોલી—અલી તારી આંગળીએ વળગી હું આવી નથી હજી મારો દહ ધરાઇ નથી કે શું ઉંચ ને નિચ તો તારી બોલવાની જાત ઉપરથીજ જણાઇ આવે છે, આંખમાં ન ખમાતું હોય તો ચપટી ભરી મીઠું નાંખ રડયા માંડીમાં માલ નથી એટલે તું જે કરે છે તે છાજે છે ? બાકી મારા મહીયરીઆ એવાં છે કે તને જીવતી ને જીવતીજ બાળી મુકે ?

હીરાં કહે—રાંડ તારા બાપને તો છરીવતી છુંદી નાંખું, ને તારી માને તો પાળીવડે મોળું, તેઓ શું કરનાર છે, તારા ભાઇને તો ઉગમણી ભાગોળે ભોગ આલું ને તારા કાકા કાશીને તો કાળીકાને મંદીરે ચઢવું; તારી ભોજાઇને ને ભગનીને ભોંયમાં ભંડારૂં, તારા પીયરીયાંના ડરથી હું કાંઇ ડરી જવાની નથી તું ના જાણીશ કે હું એકલી છું, પણ મારી પછાડી તો આવડા આવડા દાંતવાળા છે

જડાવે જવાબ દીધો, નામજાદી તારી બધી ફોજ મેં જોઇ છે, તારી ફોઇના ફંદથી આખું જગત જાહેર છે તારા કાકાએ દીકરીના દામ લીધા, ને તારી માતો કોદરા વગર રઝળી રઝળીને મરી ગઇ, તારા બાપનું બારમું તો કરવા મળ્યું નથી તેને તો લીંબડે લટકાવ્યો છે, એજ તારૂ મહીયર કે બીજું તું તારૂં શું મોહ લઇ બોલવા આવતી હઇશ.

હીરાં બોલી—અલી જાતતો નોધારી જણાઇ આવે છે, નિચના મુખમાંથીજ નીચ વેણ નિસરે, બાપ તો પારકે ઘેર પેટ ભરે છે, ને ભાઇ તો હજું કુંવારો ઢોર રઝળે છે, તું મને શું બોલાવે છે, તારા બાપને પાંચ હજારના ડામ દીધા તારે તો આ માંટીનું મુખ જોવા પામી છું નહીં તો કયાંએ રઝળી રઝળીને મરી જાત; જોડે બેહેન પણ એવી નીસરી કે, બનેવીને રડતો કરી હાથ મારી ચાલતી થઈ, ફઇ ફંદ ખોરી ત્યાં મારી શોક્ય બત્રીજી તે કયાંથી સારી હોય "ઘડો તેવી ઠીકરી ને મા તેવી દીકરી."

જડાવ કેહવા લાગી—આમ મેહેણા મારેથી કાંઇ તારી દાઝ હોલાવાની નથી, પતીને ફોસલાવી પટાવી ચડાવીશ પણ એમ કાંઇ માંટીના માન મળવાના નથી, ને તને ઠચરીને જોઇ મોહી પણ જવાનો નથી.

હીરાં બોલી-રાંડ તારા પીયરતો સુડતાળો બેઠો છે, ખાવા બંટી તો છે નહીં, બાપે ખાવા લીધા તારે તો બાજરા ભેળા થયા છે, મહીયરમાં દીઠું હોય તો માટીને ઘેર મન મોકળુ રાખેને ચીપાસણી પેટ પોશામાંજ સમજી છે તારા હાથથી ખાવાનું હોય તો પેટ પણ બાળી નાંખે?

જડાવ બોલી—દાતારની દીકરી જોઇ તને પીયરમાં પાધર ઉભુ રહેવાનું ઠેકાણું તો નથી, સદાયનો સુડતાળો ને જયાં જોઇએ ત્યાં ખંભાતી, મારા મહીયરમાં તો એ આનંદ છે, ખારીલી તારાથી ના ખમાય તો હૈયું ને પેટ બે કુટી માથુ ફોડ.

હીરાં કહે-ચબેલી તને તો લઢવાનો ચાળો વધ્યો છે, તેથી જીભડીનું જોર કરી મરે છે, સારા સારા વસ્ત્રાભુષણ મોહ માગ્યાં માટી આણી આપે છે, તેમાંજ ફાટી ફાટી

ફરૂં છું જો પુરૂષમાં પાણી હોય તો તારો કેવારનોએ નાદ ઉતારી નાંખે.

જડાવ બોલી–હા ભોળી ભક્તાણી, મુવા મડદા ઉપર રહી ખાનારી ધણીને બોટ બનાવી બોંય ખોતરાવનારી, જો-ણે માંદીને વેચાઉજ ના લીધો હોય–

હીરાં બોલી:–પેલા જતી પાસે ગાંઠીને મુડ ગરાવીતી તે કે તું બીજી: સારા નસીબે ભુવાને બોલાવી વળાવી ન-હીં તો, પતિને કયારનો એ પરભવમાં પોહોંચાડી દીધો હોત.

જડાવ કહે–તું જાદુગરી કયારે ઓછી છે, અડદ, સીંદુરને લીંબુ ગને ધણુાએ ઓડાબ્યા પણ ગારો તો ** પણ ટુટયો નહી.

હીરાં બોલી:–છેક નફટ થઇ માથે છેડો નાખે તેને શું, **'જેને મુકી લાજ તેને નાહાનું સરખું રાજ" નાગુ નાહ શું ને નીચોવે શું" નફટના કુલે બા-વળીઓ તો કહેશે મને છાંયડો."**

ઝાંઝીલી જડાવ બોલી–ગારી નાહાની શોકય નાગીતો હું નવાંધી જણાય છે. કામણુગારી કુડપટની ભરેલી થાણી હતી તો શોક્ય શું કરવા આવવા દીધી. હાંથળી હતી; હૈ-ઊ ફુટયુંતું ખબર નહોતી કે શોકયનું સાલ હાવું હોય છે. રાંડ નાગી પેટ ચોળીને પીડા ઉભી કીધીછે ને, હવે પસ્તા-વો કરી પેટ કુટે શું વળવાનું છે.

હીરાં કપાળ કુટી બોલી:–મેં અત્યારસુધી કરકસર કરી ઘર સંસાર ચલાવ્યો તે ઉપર પાણી ફેરવ્યુ. આ રાંડ જમ જેવીને તૈયાર રસોઇ જમવાને ગારા હૈયે હોડાડી સંસાર સુખમાં પુળો મુકયો ? રાંડ ફુવડે ધુવડની જીભ ગ-ળાવી પતીને સાવ ઘુડ જેવો કરી મુકયો છે; આતો કેહેવત જેવું થયું છે કે' ખોદે કોળાને ભોગવે ભોરીંગ"

જડાવ કેહેવા લાગી,–ગાડા તળે શ્વાન ચાલતો હોય તો મનમાં કેહેશે, ભાર હુંજ ખેચું છું. "ટીટોડી ઉંચા પગ કરી તરને ભરાવી સુઇ રહેતો કહેશે આભને હુંજ ઝીલું છું. તારો માંટી તારા કબ્જામાં હોયતો તારા કબજાગાં રાખ્ય ને હું તો તારી દાશી બની તારા તેજમાં તણાવાની નથી સમજી.

હીરાં બોલી–તારો માંટી તને મોહી રહ્યોછે તો ખવાસણી પેઠે તને ખંમા ખંમા કરશે તારો તોર તેને દેખાડ અહીં કોને કહી બતાવે છે.

જડાવ બોલી–નામજાદી ભીખારીની દીકરી, તારી જાત મારી આગળ શું પ્રકાશે છે. હડાળાની કુતરી માફક હડકવા હાલ્યો છે કે શું મને છેડી તું શું સાર કાઢવાની હતી.

બંનેના કાળજાં કુતરાએ ખાધા; વાત વધી પડી, ઝાંપડીઓ પાછી એકમેક ઝોડની માફક બાઝીઓ; જુનીએ ઊઠીને નવીના ઝટીઆં ઝાલી' મુક્કીઓનો માર મારવા લાગી; એટલે નવીએ ચુડી મારી જુનીની ભમ્મર ફોડી નાખી ખોપરી કરી; જુનીએ ઈંટ મારી નવીને લોહી ચુતી કરી; નવી ધોકણું લેવા ઓરડામાં ધશી. ત્યારે જુની સાંબેલું લઈ સામી થઈ, ચોક વચ્ચે ચિસાચિસ થઇ રહી; બંનેનાં ચોટલાં છુટાં થઇ ગયાં, ને ચિરના ચિંદરડા થઇ લટકવા લાગ્યાં, ઝઘડુશાએ ઉઠી બંનેને બાથમાં લઇ ભોંય સરસી પછાડી; ત્યારે બંને એકત્ર થઇ ઝઘડુશાને આદાપાક આપવા માડયો, ઝઘડુશાએ લે રાંડ લેતી જા. લે રાંડ લેતીજા એમ કહી ખુમરાણ કરી મુકયું ? આડોશી પાડોશીને રસ્તાના લોકો ભરાઈ ગયા ભવાઇ ભારે થઇ; જુની ચોકમાં મોહ વાળી બેઠી, અને નવીએ ઓસરીના ખુણામાં ભરાઈ છાજીઆ લેવા શરૂ કર્યા, ઝઘડુશા કપાળ કુટવા લાગ્યો. ને

કોઈ હાંશી કરી કેહેવા લાગ્યો. જુવો બે બાયડીના વર જુવો બે બાયડીના વર, વળી કોઈ ટીખળી કેહેવા લાગ્યો: અલ્યા આંનો ક્હાનગોપીની રમ્મત ગમ્મત કરવા માડીછે. કંઇક નવી જુનીને ચઢાવવા લાગ્યા, તેથી ઝવેરશાએ ઊઠી સઘળાને ધમકાવી બ્હાર કાઢી મુકયાં; પછી પેટ કુટી પસ્તાવો કરવા લાગ્યો ?

મારૂં કરમ ફુટેલું તે મેં જાણી બુજી બે બૈરીઓ કરી બળાપો વેરી લીધો, હાથનાં કર્યાં હૈએ વાગ્યાં, આ પીડા કોને કહું. કેહેનાર વેગળા રહ્યા પણ વેઠવું મારે પડયું; મને આવી મતી કયાં સુજી પેણીમાંથી ચૂલમાં પડયો. પરણાવા જતાં આડો સર્પ કેમ ના ઉતર્યો. આ રાંડો રીંછણો સાંથે જન્મારો શી રીતે પૂરો કરીશ. અજ્ઞાનથી છેકજ અંધ બની ગયો આ રાંડોના દુ:ખથી મારૂં શરીર સોસાઇ ગયું, દ્વિત્રિયાના દુ:ખથી તો મરવું સારૂં મારૂં જીવન છુટી પડયું. નાહાના છોકરાઓ પણ મારી દારાઓના દેખાવથી મારી પુંઠે હસે છે, હાય હાય જેના પૂર્ણ ભોગ હોય તેજ બે બૈરીઓ કરે ?

જડાવ બોલી—આ માવડી મોયો માટી મારા કર્મે કયાંથી ભાગ્યો. મારા મા બાપે સુળી કેમ ના જોઇ કે આ શોકય ઉપર દીધી, તૂચ્છ લાજના લોભથી વા'લી પુત્રી નાગળે પાળી મુકી, આ કુળમાં આગ્ય કેમ ના ઊઠી; માડી તે ગળથુથીમાં ઝેર કેમ ના દીધું, કે ધગ ધગતી હૈવા હોળીમાં હોમી, નખોદીઆ માત પીતા તમે પૂર્વ જન્મના વેરી કયાંથી નિસર્યાં; વિરા તારો વંશ જજો કે ભગનીને સંકટના સાગરમાં સુવાડી, ઘોઝારા ગોર તારૂં ન્હાં સુતથી જજો; કે મંગળ ફેરા ફેરવી; ધગ ધગતા અંગારામાં હોમી.

જડાવ બોલતી બંધ રહી એટલે હીરાંનો વારો આ-

વ્યો તે બોલી સાસું તારૂં સત્યાનાશ કેમ ના ગયું, સસરા તને શુળીએ કેમ ના દીધો, જેઠ તને પરથમથી જમ કેમ તાણી લઇ ગયા નહીં, દીયર તારો દાઠ વળી જજો કે મા. રા કર્મે તારો બાઇ બાગ્યો! નણુંદ દેરાણી જેઠાણી તમારૂં હસે વાટે જજો, તમે મને પરણાવી લાવ્યા ન હોત તો, આટલા વરસે મારે શોકયની શુળી આરવા પામત નહીં, મારા માબાપ મરી ગયા ને ધણીએ શોકયની શુળીમાં પોરવી હવે કોઇ મારૂં રહ્યું નહીં. દુઃખની દાઝો કોના આગળ જઇ કહું, હે ધરા માત હવે તું માગ આપે તો અંદર સમાઇ જાઉં.

હેવી રીતના એક પછી એક ભાષણો ચાલવા માંડયા, ઝવ્વરદુશા ઘ્બો ઉભો ઝુરવા લાગ્યો, પછી કંટાલીને જુનીને કેહેવા લાગ્યો.

અલી હવે જંપીશ કે નહીં. મહેણા મ્હેણી દેતી છાની રહે, આમ કોળી કાછીઆની માફક વદનમાંથી વેણ કાઢી વ્યર્થ વગોણું કરી લોકો શા સારૂ હસાવે છે; હવે રાંધવા માંડને ઊનું પાણી મુકી આપ કે હું નાહી શેવા કરી જમીને બજારમાં જાઉં.

હીરાં કહે–મારૂં નામ લીધું તો તમારી વાત તમે જાણી. તમે તો તમારૂ ધણી પોત રાખ્યું તે જાણ્યું મા- નીતી રાણીના મુખમાંથી તો ફુલ ખરે છે એટલે ત્યાંનો કાંઇ કહેવાતું નથી, ને આંહી આ બાકી રહ્યું છે તે કેહેવા આ- વ્યાં છો, નવી વાલી હેમ જેવી ને હું રાંડ જુની તેનો ઝેર જેવી બંનેને બરોબર રાખી હોત તો આમાનું કાંઇએ થાત!

ઝવ્વરદુશાએ કહ્યું–હવે તું છાની રહે, કલેશ વધાર માં, જનમથી લોહી ઊકાળા કરી માથામાં ધુળ ધાલવાને તૈયાર થઇ છે, કણેકમાં પાણી પડયું તે ન પડયું થનાર છે, માટે બંને સંપસંપીને ચાલો તો સારૂ છે. નાતમાં ઠામ ઠામ બે

જોઇઓ નિહાળું છું, કાંઇ તાગ ઉપર નથી શોકય લાગ્યો નથી, દા'ડી દા'ડી લડીને લોકોને ભવાડો દેખાડે છે, હવેથી જો ચુપકીને વેણ વદી છે તો ચૌદમા રતનથી ચુગેજ કરી નાંખીશ.

હીરાં બોલી—ચૌદમુ રતન તો તમારી વા'લી હોય તેનેજ આપો આંખે ન ખમાતી હઉ તો અન આપ્રયુ આપો એટલે જુદી રહું. ઘણાએ દાહાડા તમા હુંકારા હુંકારા સહ્યાં, હવે તમારી વાહાલી હોય તેના ઉપર હુકમ કરો.

જયદુશા કાયર થયો ને નવીને કેહેવા લાગ્યો, હવે તું બોલતી બંધ રહે છે કે નહીં; રાઢ મુકી રાંધવાનું સુજે છે? જેમ જેમ વારૂંછું તેમ તેમ રાંડોને બમણુ સુર ચઢે છે, રંડા ઘાંચણ મોચણની પેઠે મોંમાંથી કુવાકય કાઢતાં લજવાતી પણ નથી, કાળછારી મોટીનું જરા તો માન રાખવું કે નહીં?

નાસકોરાં ફુલાવી નવી બોલી,—રડયા તારો હાથ ઝાલીને મેં મારો ભવ બાળ્યો, ઘરમાં તારૂં ચલણુ નહોતું તો પરણવા શું કરવા આવ્યો હતો, જુવાની જાયાનું મોઢું જોઇ બેસી રેહેવું તું, મારા મનખાના કાંકરા કરી નાંખ્યા, હું કયાં સુધી મન મારીને રહું. આ ચુડાથી તો મુડો સારો તારામાં શા ઢંગ બળ્યા છે, મને શું જોઇ બોલાવવા આવે છે, બોલાવ તારી વા'લી હોય તેને, કોઇ દીવસ નિરાંતે હરખીને તારા ઘરમાં બેઠી નહીં, સારૂં ઓઢયું નહીં, પેહેર્યું નહીં, ખાધું નહીં પીધું નહીં, રોજને રોજ સવારથી સળગતી હોળી, હું તો ધાકી જાઉંછું ધરાઇ ગઇ આ ઘરથી હવે તો કેહખાનું સારૂં.

બને જણીઓ જયદુશાનો અનાદર કર્યો, કોઇએ કાંઇ સાંભળ્યું નહીં, પાણીયા પાથુ પાતલો કરી મુકયો, બે બે-

ડીમાંથી કોઈએ માર્યો કીધો નહીં, ઝઘડુશા ઝાંઝ કરી ઊભો, ને ધોકાવડે નવીની કમ્મર ધોઇ નાખી, જુની નાસવા ગઇ તેને પણ એક ઝપાટો એવો લગાવ્યો કે તે પણ મોબર જઇ પડી, બંનેને પુરી પડતાંજ, નવીનું કપાળ અને જુનીનું શીર ફુટયું. આથી તો જોયા જેવું થયું. જુની કુવા ભણી દોડી બોલી, લે મુવા હું હવે કુવામાં પડી તને છુટ આપુછું, તેટલામાં નવીએ ટાંકાનું ઢાંકણુ ઉઘાડી માંહી પડવા તકવ્યું, ત્યારે ઝઘડુશાએ કાયર થઇને ફાંસો ખાવા દોરડુ ડાકમાં નાખ્યું, ત્રણેનો તલ જુદો થયો, સગા વહાલાને ખબર પડતાં તરત ત્યાં આગળ તેઓ દોડી આવ્યાં અને ત્રણેને જોરથી ઝાલી સમજાવીને થંડા પાડયાં, પાણી પાઇ શાંત કર્યા અને ભેગા થએલા સર્વે માણસોને વીખેરી નાખી નવી તથા જુનીને શીખામણ આપી સૌ સૌના ઘર તરફ ચાલતાં થયાં.

જુઓ બે બૈરીના ફળ, ઘેર ઘેર માટીના ચુલા છે, આ ઘરની કાંઇ નવાઇ નથી પણ ભાઇઓ જો બે બૈરી કરો તે વીચારીને બે હાથી ઘરમાં લાવી બાંધજો.

ત્રણે જણ તે દાહાડે ભુખ્યા મુવા અને બે બૈરીમાંથી કોઇએ કાંઇ રાંધ્યુ નહીં.

---

## પ્રકરણ ૩ જું.

### "ઝઘડુશાનો બળાપો."

---

બીજે દીવસે બંને જણીઓ જુદી રહી, જુનીએ આગલે માળ જુદુ રાંધ્યું ત્યારે નવીએ પાછલે માળ રાંધ્યું, ઘણા લોકોએ સમજાવીઓ પણ બંનેમાથી કોઇ કાંઇ

ગણુગાર્યું નહીં, પતી ભુખે મુવો તેની કોઇએ દરકાર રાખી નહીં, બંને જણીઓએ પેટપુર હોજરા ભર્યાં, પણ જીવકુશા તો બચારો ઝોકા ખાતો રહ્યો, અને કોઇએ ખાવા બોલાવ્યો નહીં ત્યારે થાકીને હેડલી ઓસરીમાં સુવો સબંગાવી તે દીવસે તો હાથે ઓરી ખાધું.

રાત પડી ત્યારે બંનેને પોતાના સુવાના ઓરડા નજીક બોલાવી ધીમે રહી બોલ્યો-જુવો તમે બંને સગબ્ગુ થઇને વઢો છો તે સારૂં કર્તા નથી, લોકો આપણી ફજેતી જુવે છે હું ભુલ્યો તે તમો બંનેને સરખી રીતે રાખી નહીં, તેની તમારી પાસે હાથ જોડી માફી માગું છું; માટે હવે વઢીને આપણા બાપદાદાની આબરૂના કાંકરા કરશો નહીં, હું તમો બંનેને સરખી રીતે રાખીશ, મારે તો બંને જણીઓ બરોબર છો,

જીવકુશાના મીણ જેવાં શબ્દ સાંભળી બંને નરમ અંતઃકરણની થઇ ગઇ અને બેમાંથી એકે ચું કે ચાં કીધું નહીં. ત્રણેની ટોળી એક થઇ ગઇ, જાણે કોઇ લઢયુજ નથા, એમ ત્રણેનું મન એક થઇ ગયું ને તે રાત્રી ત્રણે જણે મળી સુખમાં નિર્ગમન કરી.

પ્રભાતમાં શૂર્યના ઉગ્યા પેહેલાં નવીએ પાણી વાસીદુ કીધું બાદ રસોડામાં પેશી રસોઇ કરવા બેઠી, જુનીએ ઉઠીને જોયું તો નવીને રસોડામાં રસોઇ કરતી દીઠી, કાંઇ બોલી નહીં બ્હારનું કામકાજ કરી તે પણ રસોડામાં પેઠી, બંને જણીઓએ મળી રાંધ્યું, અને જીવકુશાને ઉન્હા પાણીએ નવરાવી સારી પેઠે જમાડ્યા, વાત વિસારે પાડી, પતીએ બંનેને સરખી રીતે રાખવા માંડી અને સેહજસાજ સુખમાં દાહાડા ચાલ્યાં;

દીવાળી આવી સારાં સારાં લુઘડાં, ઘરેણાં પેહેરવા

જોઇએ તે બંનેને ઝબ્બુશાએ સરખી રીતે વેહેચી આપી ખુશી, કરી રાત પડી એટલે ઝબ્બુશા વીચારમાં પડયો આજ કોના ઓરડે સુવા જાઊં, નવીને ત્યાંજ જાઊં નહી તો રાંડ રોળ મચાવી મુકશે, જુની સમજુ છે એટલે કાંઇ બોલશે નહીં, વચલા માળ જુનીને રાખી હતી, અને નવીને ત્રીજે માળ રાખી હતી, ત્રીજે માળ ચડવાની સીડીવાળાજ ઓરડામાં જુની રહેતી હતી, રાત્રે ઝબ્બુશા કામકાજથી ફારગત થઇ જુનીવાળા ઓરડામાં થઈ ત્રીજેમાળ જવા સીડીએ ચઢવા લાગ્યો. જુની આ વખત નીસરણીની નજીકજ બેઠી હતી, પાંચ સાત પગથીઆં ચઢયો નહીં તેટલામાં તો ઝબ્બુશાના ટાંટીઆ ઝાલી જુની બોલી—

જાઓ છો કયાં આજ તો અહીંઆનો વારો છે, ઝબ્બુશાએ કીધું અલી જરાકીસી જવા દે કાલ તારે ત્યાં આવીશ, એમ બાપણુ ચાલે છે તેટલામાં તો નવી તડુકો કરતી ઉપરથી બે ત્રણ પગથીઆં નીચે આવી. ઝબ્બુશાની ચોટી પકડી બોલી ઉપર આવો છો કે નહીં નહીં તો ચોટી પીંખી નાખીશ, રોજ રોજ એ રાંડ હચરી બહુ * * લાગે છે.

ઝબ્બુશાના વાળ તણાવા લાગ્યા, ને આંખમાંથી પાણી આવવા માંડયું, પણ બેમાંથી એકે છોડયો નહીં, ત્યારે બુમ પાડી બોલ્યો—ઓ રાંડ નવી કરકશા ચોટી મુકી દે મારાં તો પગાંઆં પીંજાઇ ગયાં, મારે તો કાઇને ત્યાં જવું નથી, અલી જુની રાંડ ઝાંપડી મને જવા દે મારા તો ટાંટીઓ તણાઇ જાય છે. એમ બુમરાણ કરી મુકી પણ સાંભળેજ કોણ, બેમાંથી એકે હઠ છોડી નહીં ત્યારે જુનીએ જેરથી ટાંટીઓ તાણ્યો, એટલે નવીના હાથમાંથી ચોટી ચટ દઇને ખસી ગઇને હાથમાં એકલા નીમાળાના ગુંછળાં

રહી ગયાં, નવીના હાથમાંથી ચોટી છુટી કે ભરડડભુસ કરતો ઝવુંશા ઊપરથી હેઠો આવ્યો, ને કેડો રંગાઇ ગઇ, ઓઇ બાપરે કરતો ઊભો થયો ને પાસે પડેલા ખુ- ધાવતી બનેને પરસાદી આપી, જેવો આવ્યો હતો તેવો- જ પાછો જઇ પથારીમાં સોચ કરતો સુતો.

હાય હાય, આતે પ્રાણ પ્યારીઓ કે પ્રાણ હારીઓ, આતે નારીઓ કે ઝેરી નાગેણો, આતે ત્રિયાઓ કે ત્રાસ દેનારીઓ, આતે ભામીનીઓ કે પતિનો ભોગ લેનારીઓ, આ તે સ્ત્રીઓ કે માથું કાપનાર અસ્ત્રાઓ, આતો મારી વા'લીઓ કે ફાડીખાનાર વાઘેણો, આતે બે બૈરીઓ કે બોકડાઓ, શીવ, શીવ, શીવ, આતે મેં શું કર્યું, મેં મુર્ખાએ બે હાથણો બાંધતાં કાંઇ પણ વીચાર ના કર્યો, પુત્રની વાંછનાએ પા- સમાં પડી મેં મારા સંસાર સુખનું સત્યાનાશ વાળી ના- ખ્યું, છોકરાઓ સ્વર્ગમાં શું દુધ દેવરાવનારા હતાં, આજ કાલ એક સ્ત્રીથી સુખ મળવું મુશ્કેલ છે, તો દ્વિત્રિયાથી તો ક્યાંથીજ મળે, ભવિષ્યમાં એક સ્ત્રી છતાં પુત્રની પ્રા- પ્તિ નહીં મળે તો બીજી સ્ત્રી કરે શું વળવાનું હતું, પ્રભુ પ્રભુ તે સર્વે આળપંપાળને બે બૈરીઓ કરવાના ખોટા બાહાના છે.

અરેરે હવે મા'રે શું કરવું, જુની રાંડ સારી હતી તે પણ નવીની સોબતથી તેના જેવી થઇ, પ્રભુ પ્રભુ હવે તો બેમાંથી એક ઓછી થાય તો સુખી થાઉં કે વચમાં- થી હું જાઉં તો સુખી થાઉં, તે શિવાય તો આ ભવમાં ઠરી ઠામ બેસવાનું ઠેકાણું નથી,

ચેતન તારું ચિત્ત ક્યાં ચળી ગયું, તને આ શું સુ- જયું, મારી મતી કેમ ભ્રષ્ટ કરી નાખી કે જેથી મને આ- વી બુદ્ધિ સુજી, ભાઇઓ હું ભુલ્યો પણ તમે કોઇ બે બૈરી

કરી, ભવકુપમાં ભટકાશો નહીં.

( દુહો. )

પીંપળ પાન ખરંતા હસતી કુંપળીયાં;
મુજવીતી તુજ વિતશે ધીરી બાપડીયાં.

એવી રીતનો પશ્ચાતાપ કરતો ઝવકુશા ઊંઘમાં ઝંબકવા લાગ્યો, બાદ કેટલીકવારે બગાસાએ ખુધુ લઇ નિદ્રા દેવિને વશ કરી દીધો.

---

## પ્રકરણ ૪ થું.

### "જડાવ ઝવકુશાને ઝેરદઈ જોગી સાથે જતી રહી."

---

આવી રીતે કેટલાક દીવસ સુધી ચાલ્યું, ઝવકુશાએ બોને ને વચન કે'વું બંધ કરી દીધું. પાછળથી જુવાન જડાવ ઝાલી રહી નહીં, આપ ગતમણી સ્વછંદપણે ફરવા લાગી, દીકરો લેવાને ને ધણીને વશ કરવાને, જોગી જતીના ધાગ ધુંડવા લાગી, ઘરમાંથી ઘરાણું ચોરી દોરા ચીઠાઓની દોડધામ કરવા માંડી, દુષ્ટ સ્ત્રીઓની સંગતથી વ્યભિચારીણી થઇ, ઘરમાં તો ઘડી ટાંટીઓજ ટકતો નહી, કોઇ નવોસવો જોગી આવતો તો તેની પાસે પેહેલા જતી, ને ગંદનું ખવરાવી ગોપીચંદ થતી, ઘણા ઢોંગી પુરૂષો તેની પાસેથી દીકરો આપવાને બાહાને, પૈસા ધુતી લઇ દુષ્ટ મુરાદ હાંસલ કરતાં,

ઝવકુશાને આ બાબતની માલમ પડતી છતાં, તેના દુષ્ટ સ્વભાવના અનુભવથી બીચારો એક પણ શબ્દ બોલી શકતો નહીં,

અંતે નવીએ નીકળી જવાનું મન સાથે નક્કી કર્યું. તેના મકાનની પડોસના મંદીરમાં એક લંપટ કરી જોગી રહેતો હતો, તેની સાથે પોતે સારી રીતે પ્યારમાં પડી હતી, એક દીવસે ઘરમાં ઘણો કજીઓ થયો તેથી કંટાળીને જોગી પાસે આવી વીનતી કરી બોલી—

મહારાજ હવે મને ગમે ત્યાં લઈને નાહાશી જાઓ, નહીતો હું તો કુવો હવાડો કે ઝેર ખાઈ મરી જઇશ, મારાથી તો આઘરમાં હવે અધ ઘડી પણ રહેવાશે નહીં, હું તમારી દાસી થઈને દા'ડી તમારૂં કામકાજ કરીશ ને તમારી મરજી મુજબ ચાલીશ,

"ભાવતું હતું ને વૈદે કીધું" જોગી બોલ્યો–જડાવ દીલજાન તારે જરા પણ ડરવું નહીં, તારી ઇચ્છા હોય તો આજ રાતે આપણે બંને ઉપડી જઇએ, હું તો તારો તાબેદાર છું તું કેહે તેમ ચાલવા તૈયાર છું. પછી કેમ ?

જડાવ બોલી—પણ મહારાજ, એતો ખરૂં પરંતુ મારો ધણી જાગતો હોય ત્યાં સુધી મારાથી ઘરની બહાર નિસરાયનહીં, તેની કાંઈ તદબીર ?

જોગી એક પડીકામાં ભુકી આપી બોલ્યો; લેઆ ભુકી છે તેને સુતી વખત તારા પતિને પાણીમાં પીંગળાવી પાઇ દેજે, એટલે બેડા પાર; તરત ઉંઘી જશે ને સવારે ઉઠશે, બરોબર ઊંઘાઇ જાય કે તું તરત ઘરમાંથી આજે ગોળો વાળી ગુપ્ત રૂપના આરા આગળ માધોની મઢુલીમાં આવી મળજે, હુ પણ અત્યારે મારા ગુરૂના થોથાં પોથાં લઇ, સાધન કરવાનું નામ દઇ ત્યાં જઇ તારી વાટ જોતો બેસું છું. પણ દાવ મારવામાં ભુલતી નહીં હો? કારણ કે આપણા માટે વાટ ખરચી સારી જોઇશું, ને વળી જ્યાં જઇશું ત્યાં ખાવા પીવાનું પણ જોઈશું વ-

બી હાલ કાંઇ આપણુંતો ચાલત ફરવાનું નથી, તેથી ધં-ધો રોજગાર પણ થશે નહીં ને છાના રેહેવું પડશે.

જડાવે કહ્યું-મહારાજ આપડી કોથા પતી મરીતો જશે નહીં, તેમ થશે ને આપડે પકડાઇ જઇશું તો પુરી ફજેતી થશે ને ફાંસીના લાકડે લટકવું પડશે?

જોગી કહે-જડાવ તારે જરા પણ બીહવું નહીં, એ-માં કાંઇ ઝેર નથી કે તે મરી જાય, ફક્ત તેમાં ઉંઘની જડીઓ છે, પડીકું પાઇશ કે તરત ઉંઘી જવાનો છે. બી-જું કશું થશે નહીં, હવે તું જા ને બધું કામ પેયપોચાડ

જડાવ વારૂં કહી પડીકું લઇ પાધરી ઘેર આવી, અ-ને રાતના ઝગડુશાને જોગીએ આપેલું પડીકું પાણીમાં પીગળાવી પાઇ દીધું, આ શીવાય વશ કરવાને બાહાને ઉચિષ્ટ વસ્તુઓ તો ઝગડુશાના પેટમા જડાવે કેટલી એક હુલાવી દીધી હતી.

કેફથી ઝગડુશાની આંખમાં ઝોકાં આવવા લાગ્યાં, આજ આટલી બધી ઉંઘ કેમ આવે છે, શરીરને કાંઇ ચે-ન પડતું નથી, એમ વિચારમાં ને વિચારમાં ઝગડુશા પ-થારીમાં જઇ પડ્યો, પડ્યો તે પડ્યો, પડતાં વારજ ઘસ-ઘસાટ ઘોરવા લાગ્યો? હાથ પગ હાલતા બંધ થઇ ગયા, જાણે સદાને માટેજ સુતો ના હોય?

જડાવે જોયું હા? હવે ઠીક લાગ છે, આ અભાગી-ઓ હવે ઘોર ઉંઘમાં પડ્યો છે માટે હમણા જાગે તેમ જ-ણાતું નથી માટે ચાલ દાગીના લઇ ચંપત થઇ જાઉં જો-ગી મહારાજ વાટ જોઇ બેશી રહ્યા હશે.

તરત ઉઠીને ઝગડુશાને કમ્મરેથી કુંચીઓ છોડી, ક-બાટ ઉઘાડી અંદરથી દાગીના કાઢ્યા, ને એક દાબડામાં ભર્યા, સાથે સારાં બે ત્રણ સાડીના કુચાં હતાં તે પણ અ-

ગલમાં ગારી લીધાં, ને આરતે રહી ઓરડાના કમાડ ઊઘાડી ઝાપાટા બંધ ઓરડા ઓળંગી નીચે ઉતરી પડી. અને અતિ ત્વરાથી શામ ફળીના આરાવાળી મ.ધેવની મઢુલીમાં જોગીને જઇ મળી. જોગી પણ તેણીનીજ માળા જપ્યાં કરતો હતો જોગીએ જડાવને જોઇ પુછયું કોણ જડાવ તું આવી કે? જડાવે કહ્યું-હા મહારાજ હું આવી, પણ હવે તાકીદ કરો હ્યાંથી ગચ્છંતિ કરી જઇએ, નહીતો વળી કોઇ આવી ચઢયું તો બનેમ ભાગી જોગી બોલ્યો, પણ પેલો દાગીનાનાં દાબડાં કયાં છે જશે. ભુલાતો નથી? જડાવે કહ્યું,-નાના મહારાજ તે તો કેમ ભુલું, મારી સાથેજ આણ્યો છે, તમારે જરાએ ચિંતા રાખવી નહીં.

જોગીએ કહ્યું-મારા હાથમાં લાવ જોઇએ, જડાવે તરત દાગીનાનો દાબડો જોગીના હાથમાં મુકયો, અને દાબડો ભારે સજ્ઞ જોઇ જોગી બોલ્યો-જડાવ તે તો બાહ્લી કરી છે હો? હું તો જાણતો હતો કે જડાવ મને જોગીને મશ્કરીમાં ઉડાવાનું કરે છે, માટે મેતો હા કીધી કે જરા તેનું પાણી.તો જોઉ, પણ તું તો એક એટંકી જણાણી, જાણે વીજળીની માફક વખતસર આવીને ઉભીજ રહી છે.

જડાવ ખુશી થઇ બોલી-મહારાજ હું તે કાંઇ કાચી ભોળી બાળી કે શું ભલભલા પુરૂષોને ભોળવી, ભીખ મગાવી દઉં, તમે નજરે નજરેજ જોયું ના?

જોગી કહે હા? હા? એ વાતેતોતું ઘણીજ કામેલનેહુશીયાર જણાય છે, તારા જેવું હુંશીયાર રત્ન, નાત્તમપુરીમાં હું એક પણ નિહાળતો નથી.

એમ વાક્ વિનોદ કરતાં, બંને જણા તે મઢુલીમાં-

થો આધાર નીસરી પોહોર રાત્રી પસાર થતા નેત્રાંધે આ ખરૂને અભાગી કરી દુર દેશના વિકટ પંથે પોબારા ગણી ગયા;

## પ્રકરણ ૫ મું.

### "ઝગડુશા" જખ મારીને રહ્યા."

પ્રાત:કાળ થયો હીરાં પોતાના ઓરડામાંથી ઉઠીને ઘરનું કામકાજ કરવા લાગી; પણ જડાવને જોઇ નહીં, આજ શેઠાણી કેમ ઉઠયા નથી. આઠ વાગ્યાનો અમલ થવા આવ્યો પણ આંખ ઉઘડેજ શાની, હુંજ રાંડ હાથે કરી બશીડો કરી ગરૂં છું, પહોર દીવસ ચડ્યો પણ પથારીમાંથી પગ ભોંય કયાં મુકાય છે, રાંડને રંડવો બંને બરોબર છે.

આમ બડબડાટ કરતી હીરાં ઉપર ચઢીને જુવે છે તો નવીના ઓરડાના દ્વાર ઉઘાડાં દીઠાં, ધસમસતી અંદર ધશી, જઇને જુવે શું ? કે શેઠ લાંબી સોડતાણી સુતા હતાં, અને ત્રીજોરીનું કબાટ ખુલ્લું પડયું હતું. લુગડાં આમ તેમ વીખરાઇ ગયાં હતાં, વળી જડાવ જોવામાં આવી નહીં તેથી, હીરાંને પક્કો વહેમ પડયો, ને એક પછી એક કબાટના ખાના ઉઘાડી જોવા માંડયું. માંહી કાંઇ મળે નહીં સર્વ ખાલી ખમ દીઠાં; હીરાં ગાભરી ગાભરી પાછી ફરી, ઝઘડુશાને જગાડવા ઢંઢોળવા લાગી.

સ્વામીનાથ ? સ્વામીનાથ ? ઉઠોને હજી શું સુઇ રહ્યા છો, પોહોર દીવસ ચઢી ગયોને હજી કેમ ઉઠતાં નથી. પેલી ગોઝારી તો રાંડ ગજબ કરી ગઇ જણાય છે, કબાટ ખુલ્લું પડેલું છે, ને તેમાં દાગીના તો મુદ્દલ દેખાતાં નથી.

ઘણો ઢંઢોળ્યો પણ ઝરકુશાનો જીવ તો હમેશાંને માટે ઉડી ગયો હતો તે કોણ જુવાબ દે, પતિના મોમાંથી સ્વાસના ફુંફાટા નીકળતાં જોઇ હીરાં તરત જાણી ગઇ કે આમને તો રાંડે ઝેર ખવરાવી જાની રહી જણાય છે; હીરાં એકદમ બેબાકળી બની ગઇ ને તે બુમરાણ કરી રાડો પાડવા લાગી. હાય હાય ગજબ થઇ ગયોરે મારી માડીઓ, કોઇ આવજોરે આવજો, રાંડ નવી માગ ધણીને ઝેર ખવરાવી ક્યાંક નાશી ગઇ છે રે મારા માબાપ, આમ ધાંધલ કરી છાતીને માથુ કુટવા મંડી પડી.

જુવાની બુમથી આડોશી પાડોશીને બાહારના લોકો અંદર આવી પોહોચ્યાં અને જુવે છે તો ઝરકુશાને પથારીમાં ફુંફાડા મારતો જોયો,

અને તેની પાસે હીરાંને છાતીને માથું કુટતાં જોઈ લોકો પણ ઘભરાઇને બુમો પાડી બોલ્યાં;

હાય હાય આનેતો કોઇએ ઝેર ખવરાવ્યું જણાય છે, જલ્દી વૈદને બોલાવો વૈદને બોલાવો, નહીંતો બીચારો મરી જશે, એમ સહુ સોર બકોર કરી રહ્યા.

તરત એક હુંશીયાર માણસ ઉઠ્યો ને થોડીજ વારમાં એક કાબેલ વૈદને તેડી લાવ્યો, વૈદરાજ આવ્યા ને હાથમાં હાથ લઇ નાડી તપાસવા લાગ્યા પણ નાડી કાંઇ ઠેકાણે માલુમ પડી નહીં, પછી ભુંગળી કહાડી કાળજાના ભાગ ઉપર મુકીને કાંઇ દમ ટકોરા મગવા લાગ્યા, એક બે ત્રણ ચાર પાંચ ભુંગળી ઉપાડી લીધી, ને વૈદરાજ ઊંડા વિચારમાં પડ્યા હોય તેવું ડોળ કરી થોડીવારે જવાબ દીધો, આમનેતો કોઈએ ઝેરી પદાર્થ ખવરાવ્યો હોય તેમ જણાય છે, સારૂં થયું કે તમે વૈદને લાવી જલ્દી દોડ કરી, નહીં તો તે થોડીવાર કેડે તુરત મરી જાત, ઝેરની

અસર નસેનસ વ્યાપી ગઇ છે, પુદગળ બગાડનું હજી બા-
કી રહ્યું છે, તે બગડયુ કે પછી થઇ ચુક્યું.

હીરાંએ કહ્યું—વૈદરાજ તેનો કાંઇ ઉતારો હોય તો
જલ્દી કરો હું તમને કેહેશો તે દામ આપી ખુશી કરીશ.

વૈદરાજ બોલ્યાં—કાંઇ ફીકર નહીં, એનો અગારૂ ઘરે
છે, આ શીશી આપું છું તે લ્યો ને તેમાંથી દસ દસ ટીં-
પા કલાકે કલાકે આપના રહેજને એટલે તમામ અંદરનું ઝેર
બળીને ભરમ થઇ જશે, કોઇ વાતથી ગભરાશો નહીં
ઝેરનો અમલ હવે આવી ચુક્યો છે.

હીરાંએ ઉઠીને વૈદરાજના હાથમાં બે રૂપીઆ મુ-
કયાં, તે લઇ વૈદરાજ ફરીથી દવા પાવાની ભલામણ કરી
પોતાના ઘર તરફ વિદાય થયાં.

આવી ધમાંધમમાં નવિની ખબર લેવા કોણ જાય.
ઝવેરુશા ઉઠીને બેઠાં થશે તો સૌ સાગવાના થશે, રાંડ જ-
તી રહી તો ભોગ એના એના મા બાપના નાક ઉપર
પાણી મુકી ગઇ તેમાં આપણે શું, જીવતા હશે તો પૈસા
તો હુંડી છે. કાળ પેદા કરશે એમ કહી સૌ ગનવાળી બેઠાં.

બપોર થવા આવ્યા, ઝેરી નીસો થોડે થોડે નરમ
પડતી ગઇ અને સૌને આશાના અંકુર ફુટવા લાગ્યાં,

થોડીવારે ઝવેરુશાએ આંખો ઉંચી કરીને આમ તે-
મ ફેરવી પીવાને પાણી માંગ્યુ

હીરાંને આશા આવી ને હર્ષ ભેર ઉઠી પાણી લાવી
પતીને પાયું, હવે દવાના જોરથી પેટમાં ભુખ લાગ ા
માંડીને વણા ચુંથા થવા લાગ્યાં, તેથી હીરાંને કહ્યું કાંઇ
ખાવાનું હોયતો લાવ્ય.

હીરાં તરત સુડકો પીંપળામુળની રાબ તૈયાર કરી
લાવી, ને ઝવેરુશાથી પીવાઇ તેટલી પાઇ, આરને આરતે શ-

ક્તિ આવવા લાગી ટઠાર થયોને ભાન આવવાથી ભેગા થએલાને પુછવા લાગ્યો. તમે બધા આજ કેમ આંહી એ-કઠા થયા છો? સઘળાંએ મળીને નવીની નાશી જવાની વાત વીદીત કરી;

જીવડુશા ગભરાયો ને એકદમ ઊઠયો, ત્રીજોરીનું ક-બાટ તપાસવા લાગ્યો, અંદર કાંઇ મળે નહીં, સારા ભા-ગ્યે ત્રીજોરીના નીચલા ખાનામાં બાકીનું ઘરેણું શેરો તથા નોટોના કાગળીઆં સહીસલામત રહી ગયા હતાં. આ જોઇ જીવડુશાને થોડી ઘણી હીમ્મત આવી અને પાધરી પોલી-સમાં ફરીયાદ કરી જડાવને પકડવાનું વારંટ મેળવ્યું, અને સાથે લાગી તેના પીયરની ઝડતી લેવા જમિ બેસારી, પંચ કયાસ કરી અંદરની ઝડતી લેવામાં આવી પણ કાંઇ મુ-દ્દો ગળી આવ્યો નહીં, વળી વારંટ લઇ આખા ગામમાં ફરી વળ્યાં પણ પોબારા ગણી ગએલાને પત્તો કયાંથી પામે,

આખા ગામમાં હો હો થઇ રહીં, જડાવના પીયરી-આને તો બીચારાને મોં દેખાડવાનું પણ રહ્યું નહીં, લોકો મોંપર ને મોંપર ફીટકાર દેવા લાગ્યા, તેથી ઘરના બારી બારણા બંધ કરી અંદર ગોંધાઇ રહેવું પડ્યું. જીવડુશાએ બાહાર ગામ તપાસ કરવા માણુસો મોકલ્યા હતા તેઓને પણ પત્તો નહી મળવાથી પાછા આવી સર્વે સમાચાર ક-હ્યાં, આથી જીવડુશા બેહોશ થઇ લમણે હાથ દઇ બેઠોઃ

હીરાંએ કહ્યું—તમે આમ લમણે હાથ દઇ નિરાશ થઇ ચીંતા કરી શું કરવાના હતાં. બની તે ના બન-વાની છે? રાંડ ગઇ તો એના બાપનું નામ બોળી ગઇ, તમે જીવતાં ઉઠયા એટલે સૌએ સારાવાના થયાં, પૈશો કા-લ પેદા કરશો આતો તમારાં અંગનો મેલ ગયો, પણ સ્વામીનાથ તમે જરા તપાસતો કરાવો કે રાંડ કોને લઇને

નીકળી ગઇ, મને તો લાગે છે કે પેલા લંપટ જોગી સાથે તેને સારા સારી હતી, તેથી કુમારજા ત્યાંની ત્યાંજ પડી રહેતી હતી, માટે તલાસ તો કરાવો કે, જોગીડો છે કે નહીં?

જગડુશાના ઊરમાં આ વાત ઉતરી અને મંદીરમાં માણસ મોકલી તપાસ કરાવ્યો તો તેના ગુરૂ તરફથી ખબર મળી કે ગઇ રાતના નદી કીનારે સાધન કરવાનું નામ દઇ મારા પોથી પુસ્તકો લેઇ પસાર થયો છે તે હજુ સુધી આવ્યો નથી. આ ખબરથી સર્વેને ખાતરી થઇ કે જડાવ જોગીને લઇ જતી રહી હવે ફાંફાં મારવા સઘળાં ફોગટ છે,

જગડુશા જખમારીને રહ્યો, આશા છોડીને સર્વે વાત વિસારે પાડી પૂર્વની પેઠે હીરાં સાથે પ્રીતી પાસમાં પડયો;

---

## પ્રકરણ ૬ ઠું.

### "શામલાલનો જન્મ ને તેની મા હીરાંનું મરણ."

અન્યોઅન્ય વધારે પ્રેમ બંધાયો અને દંપતિનું જોડુ સુખમાં દીવસ નિર્ગમન કરવા લાગ્યું, પ્રભુ ભક્તિમાં તલ્લીન થયા, દયાના પ્રણામ ઊત્પન્ન થવા માંડયા, નિરાધાર સ્ત્રી પુરૂષોને આસરો આપવા માંડયો અંધા પાંગળાઓને અન્ન વસ્ત્રાદી આપવા શરૂ કર્યો, બાળકોને ખુબ ખાનપાન ખવરાવી રાજી રાખતાં, કપટ જંજાળ તમામ તજી દીધી, અસત્ય ભાષણ અળગુ કીધું, ઇત્યાદી ધર્મના કાર્યથી તથા પૂર્વના પુન્યનો ઊદય થવાથી હીરાંને પેટે ગર્ભ ઊત્પન્ન થયો. એટલું તો ખરૂ છે કે જ્યાં સંપ હોય ત્યાંજ સુખી થાય, હવે દંપતીના સુખની શીમા રહી નહીં, પરમેશ્વરનો પાડ માનવા લાગ્યા ને ધર્મ ધ્યાનપર દીન પ્રતીદીન વીશેશ દ્રઢતા ભાવ રાખવા માંડયો. અનુક્રમે એક પછી એક

એમ દીવસ ગુજરવા લાગ્યા, અને નવ માસ પૂર્ણ થએ હીરાંએ સુખ શાંતીથી એક સુંદર પુત્રનો જન્મ આપ્યો.

પુત્રની વધામણી સાંભળી ઝબકુશાને ઘણો આણંદ થયો, અને સગાવાહલા તથા મીત્રમંડળમાં ખોબલે ખોબલે સાકર વહેંચી છઠી જમાડી ગોત્રદેવીનું પુજન કરાવી આંગણે કંકુના હાથા થાપન કર્યાં. બારી બારણે આશોપાલવ તથા આંબાના તોરણ લટકાવી દીધાં, ભાટ ભવાયા ગીતો ગાતા આવ્યા તેમને પણ યોગ્ય શીરપાવ આપી ખુશી કર્યાં. અને સગા સહોદરોને સારી પેઠે સંતોશી પુત્રનું નામ શામલાલ પાડયું.

દીનપરદીન શામલાલ સુખમાં ઉછરવા લાગ્યો. શામલાલ છ મહીનાનો થવા આવ્યો તે વખત તેની મા હીરાં સુવારોગમાં રીબાતી હતી ઘણા ઘણા ઉપચારો કર્યાં પણ એકે ઓષધથી તેના રોગને ટકી લાગી નહીં હીણ ભાગ્યણી હીરાં પુત્રનું સુખ જોવા ઝાઝા દીવસ જીવી નહીં, અંતે હીરાંને સુજી આવ્યું કે હું વધારે દીવસ આ અવનિમાં કાઢવાની નથી હવે પછી મારા પ્યારા પુત્રનું શું થશે? એની અમુઝણમાં નિસ્વાસ નાખી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

ઝબકુશા પાસેજ બેઠેલો હતો, તે એકદમ ગભરાઈને હીરાંનો હાથ હાથમાં લઇ ચુમી દઇ બોલ્યો. પ્યારી હીરાં આજ તને શું થાય છે? તારા શરીરને સુવાણ નથી કે શું? તને રડવું શા માટે આવે છે? તું કેમ કાંઇ બોલતી નથી, તું ના કહે તો તને મારા સોગન છે, તારા દીલમાં જે કાંઈ અંદેશો હોય તે બેફીકરથી કહી નાંખ્ય જરા પણ હરબડીશ નહીં.

હીરાં આંચકા ખાતી બોલી—સ્વામીનાથ મારા શા-

મણલાલની સંભાળ રાખજો, હવે આ ફાની દુનિઆમાંથી હું તો જાઇશ મારા વાહાલાનું સુખ જોવાને જરાપણ વખત મળ્યો નહીં, તે દુઃખીઆરા પુત્ર ઉપર મારી પેઠે દયા રાખજો, મે આપને અપ્રિતિ ઉપજાવી ઘણા હેરાન કર્યા છે, તેને માટે હું આપની પાસે ક્ષમા માગુ છું. પ્રાણનાથ મારા તમને છેલ્લા પ્રણામ છે, આમ બોલતાં તેની છાતી ભરાઇ આવી ને બોલતી બંધ થઇ ગઈ.

જીવ્રકુશાએ પોતાના રૂમાલથી તેના આંસુ લુછી નાખ્યાં, અને માંથા ઉપર હાથ ફેરવી હીમ્મત આપી ગદગદ કંઠે બોલ્યો–મારી વા'લી હીરાં, તારે પુત્ર સંબંધી જરા પણ ચિંતા કરવી નહીં. જ્યાં સુધી હું જીવતો બેઠો છું ત્યાં સુધી તારા પુત્રનો કોઇ વાંકો વાળ કરી શકનાર નથી, તું નચિંત રહે, તે મને મારા પ્રાણથી અધીક પ્યારો છે.

મારો સર્વ આધાર હવે તેના ઉપરજ રહ્યા છે, તું શા સારૂ સોચ કરે છે પ્રભુ કરશે તો તને થોડા દીવસમાં આરામ થઇ જશે, વા'લી આ સ્વાર્થીઆ સંસારમાં કોઇ કોઇનું સગુ નથી, સર્વે મિથ્યા આળપંપાળ છે જેમ સાયંકાળની વખતે, પક્ષીઓનાં ટોળાં એકત્ર થઇ માળામાં ભરાઇ બેસે છે, તેવી રીતે આપણે પણ ક્ષણભંગુર દેહમાં વાસ કરી રહ્યા છીએ, પક્ષિઓ પ્રભાતમાં ઉઠી પોતપોતાનું સ્થાનક વરજી ઉડીને ચાલ્યા જાય છે, તેમ આપણે પણ આ દેહરૂપી ઘર છોડી એકવાર ચાલ્યા જવું છે તો તેનો સોચ શું કરવા કરવો જોઇએ, માટે પ્યારી એ આળપંપાળ તજી એક પરમાત્માનું સમર્ણ રાખ્ય કે જેથી તારા આત્માનું કલ્યાણ થાય.

હીરાં જીવકુશાનો બોધ સાંભળી શાંત થઇ, અને સંસારી વિચારમાંથી મન મોકળું કરી સુતી સુતી ભગવાનનું

ભજન કરવા લાગી. દીવસે દીવસે હીરાંની વ્યાધી વધતી ગઇ, હાથ પગના ગમા નરમ પડયાં, જીભે કાંટા પડવા લાગ્યાં, આંખ્યો ઊંડી જતી રહી, દાંત બીડાઇ ગયા ને બોલવું બંધ થઇ ગયું.

આ બનાવ જોઇ ઝબ્બુશા કમ્મરગાંથી ભાગી ગયો અને તેના સઘળાં હોશકોશ ઊડી ગયાં, સગાવા'લાઓને ઘેર ખબર આપી જેથી તેઓ બિચારાને ખબર પડતાંજ એક પછી એક દોડયા આવ્યાં અને વૈદને તાકીદથી તેડવા મોકલ્યું, થોડીવારે વૈદરાજ આવ્યા ને હીરાંનો હાથ પકડી નાડી જોવા બેઠાં નાડી જોઇ ના જોઇને હાથ હેઠો મુકી ઊભા થયા, કાંઇ નથી તમારે સંભાળવું હોય તે સંભાળજો પાંચ મિનિટનો પરૂણો છે.. એમ સુચના આપી વૈદરાજ તો આવ્યા હતાં તેમજ ચાલતાં થયાં.

વૈદરાજ બહાર નિસર્યા નહીં તેટલામાં હીરાંને હેડકી આવી સગાવા'લાઓએ રડારોળ કરી મુકી, ઝબ્બુશાએ હીરાંના કાનમાં પૂન્ય દાન કીધું અને સઘળા એકઠા મળીને રામ રામ કરવા લાગ્યાં. થોડીવારે બીજી હેડકી આવી અને ત્રીજી હેડકી આવતાં વાંતજ તે દુખી દારાની ડાકલી ફાડી અંદરનો હંસ ઉડી ગયો.

હાય હાય ગજબ થઇ ગયોરે મારા બાપલીઆ, એમ કહી ઝબ્બુશા એ માથુ કુટી કલ્પાંત કરી મુકયું અને રાગડા તાણી રડવા ગાંડયું. કોઇ કાકી, કોઇ મામી, કોઇ ફોઇ, એમ એક પછી એક વારંવાર દુખના ઉદ્ગારની પોકો પડવા માંડી.

બૈરીઓ ધડાપીટ ધડાપીટ કરતી કેડે સાલ્લા બાંધી ખુલ્લી છાતીએ હાયરે હાયરે કરી ખડકીની બહાર કુટવા મંડી પડી. આડોશી પાડોશી તથા નજીકના સગા મળી

મસાણીને ત્યાંથી ખાંપણ લાવી મુંજના લાછાવડે શબને મજબુત બાંધ્યું અને ચાર જણા ખભા ઊપર વાંસના ચાર છેડા લેઇ. "રામ બોલો ભાઇરામ" કરતાં દુધેશ્વરની સ્મશાનભુમિ તરફ દહન ક્રીયા કરવા સારૂં ચાલતાં થયાં.

બૈરીઓ કુટતી કુટતી પોળ સુધી આવી પાછી વળી: ઓહો કરતા લોકો એ શબની પછાડી ચાલવા માંડયું, અને ઝબકુશા પણ કેડે હાથ મુકી મારા બાપરે મારા બાપ લીઆરે એમ પોકો મુકતો મુકતો દુધેશ્વરની દહન ક્રીયા-ની સ્મશાનભુમી આગળ જઇ પહોંચ્યો. એટલે તરતજ સ્મ-શાનીઆઓએ શબને ચેહમાં સુવાડી ઝબકુશા પાસે અગ્નિ દાહ દેવરાવી તમામ ચેહ સળગાવી મુકી.

એ કલાકમાં સઘળું શબ બળીને સફા થઇ ગયું ગા-ડીગા માટી મળી ગઇ, બાદ સર્વે ધરોલાડવો કરી કુકવેઃ કર-તા નદીમાં નાહીને ઝબકુશાને ઘેર જઇ બેઠા. થોડીવારે ડાઘુમાં ભાયડા બાયડીઓ એકઠાં થઇ રીવાજ પ્રમાણે કાણ-મોકાણ કરી ઝબકુશાને છાના રાખ્યા. અને જમવા ઉઠાડી સઘળા ડાઘુમાં આવેલા સ્ત્રી પુરૂષો વિસર્જન થયાં.

ઝબકુશાએ ત્રીજે દીવસે તાદીવાળી નાતરીતરસ્તા પ્ર-માણે બાર દહાડા થયા એટલે સુંવાળુ કરી બારમું કર્યું, અને પિતર ક્રીયા કરાવી શોક મુકી સર્વે વાત વિસારે પાડી ધં-ધોરોજગાર ચાલુ કરી શામલાલની સંભાળ રાખવા માંડી.

---

## પ્રકરણ ૭ મું.

### "શામલાલનું લગ્ન ને વસિયત નામું કરી આપ્યા બાદ ઝબકુશાનું મરણ."

હીરાં મરી ગઇ તે વખત શામલાલની ઉમ્મર સાત મહીનાની હતી હવે ઝબકુશાને મહાજંજાળ આવી પડી,

પુત્રને ધવરાવવા ધાવ રાખી મોહોટો કરવા માંડયો અને પોતાનો સોનાનો વહેપાર શરૂ કર્યો, કેટલીકવાર શાગલાલને તેડીને દુકાને આવતો ધાવને પણ પાસેને પાસેજ રાખી હતી, શાગલાલ જરીક રડતો કે તરતજ તેની ધાવને ધવાડવા આપતો, કોઈ વખત ધાવ આઘી પાછી ગઇ હોયતો પાડોશીની સ્ત્રી પાસે લેઇ જઈ ધવરાવી આવતો, રાતની વખતે આડાશ કરી ઉંઘતો ના હોયતો પોતે હીંચકા નાખી હાલરવું ગાઇ ઉંઘાડી દેતો, ને કદાચ મળમુત્ર પણ ધોવું પડતું. એમ અનેક તરેહની વિટંબણા વેડીને ઝવકુશાએ શાગલાલને સાત વરસનો કર્યો.

હવે શાગલાલને તેના પીતાએ કોઇ સારા મેહેતાજીની નિશાળે ભણવા મુકયો અને સારી રીતે અભ્યાસ કરતાં તે અગીયાર વરસની વયનો થવા આવ્યો.

ઝવકુશાએ પુત્રને ઊમ્મર લાયક થયેલો જાણી દીર્ઘદ્રષ્ટિ કરી વિચાર કરવા માડયો કે, હવે શાગલાલને પર્ણાવું તો ઘણું સારૂં થાય કાલની કોને ખબર છે. મારી વૃધાવસ્થા થવા આવી ઘડી પછી શું છે.? તે કોઇ કળી શકતું નથી માટે કાંઇ ચોસલુ બેસારી દઊં તો ઠીક, આમ વિચારના વમળમાં બેઠેલો હતો તેટલામાં નીચેના ચોકમાંથી કોઇએ હાંક મારી શેઠજી ઘરમાં છો કે ?

ઝવકુશાએ ઊઠીને ચોકમાં જોયું તો ગોરમહારાજને ઉપર આવતાં દીઠાં. ઝવકુશા દાદર સુધી સામો ગયો ને ગોરને આદર સત્કાર કરી અંદર તેડી લાવ્યો; ગોરમહારાજ નમસ્કારછે. ઘણા દહાડે અમારૂ ઘર પાવન કર્યું એમ કહી ગોરને બેસવા આસન આપ્યું.

ગોરમહારાજે કુશળતા પુછી અને ઝવકુશાએ ગોરને આવાગમનનું કારણ કહેવા કહ્યું.

ગોર બોલ્યા-સેઠજી ભાઇને સારૂં એક સ્વરૂપવાન કન્યાં શોધી લાવ્યો છું, જો આપની ઇચ્છા હોયતો ત્યાં ચાંલા કરી લગ્નનું મહુર્ત નક્કી કરીએ.

જીવ્રકુશાએ કહ્યું—તેતો ઠીક પણ કન્યા કોનીછે કાંઇ ખાવા આપવા પડશે કે નહીં તેનો ખુલાસો કરો પછી હા અગર નાનો ઊત્તર દઉં.

ગોરે જુવાબ દીધો-જુવો તમે મારા જજમાન છો તેથી તમને જુઠું જણાવી ફાંદામાં નાખી ફસાવવા તે મહારૂ કામ નથી, મારો તો તમારા ભલામાં ભાગછે, અડભંગશા કરી આપણી જ્ઞાતનો એક ગ્રહસ્થ છે તેની સ્ત્રીનું નામ અમથી કરીનેછે, ને તેને રૂપાળી નામની એકની એક દીકરી અતી સ્વરૂપવાન અને ભણેલી ગણેલી છે, ખાવા આપવાને જઇ એક ખરચ થાય તેમ નથી, તેની સાથે ભાઇના વીવાહ કરવાની તમારી મરજી હોય તો તેમના તરફથી કોઇ સારૂ કુળવાન ઘર અને મુરતીઓ જોઇ ચાંલ્લા કરવાની મને સાફ પરવાનગી મળેલી છે.

જીવ્રકુશાએ કીધું-વિહવા કરવાને તો કાંઇ બાદ નથી આપણે તો ફક્ત માણસ સારા જોઇએ એટલે થયું, વાંધીલા હોયને વાતવાતમાં વાંધો પાડે તેવા માણસથી બીહીજીએ છીએ

ગોરે કહ્યું-બીહવાનું કાંઇ કારણ નથી માણસ તો ઠીકાઠીક ઠીકછે બાકી સ્વભાવની તો માહેતી મેળવી નથી વળી તમારે કયાં તેને ઘેર દીકરી દેવા જવુંછે તે સંતાપ છે આપણે તો ઉલટી કન્યા લેવીછે.

જીવ્રકુશાએ કહ્યું-વારૂ તારે ઠીક છે જો તમારી ઇચ્છા તેમ કરવાની છે તો હું ના પાડી શકતો નથી. પણ પલ્લનું શા રીતે છે. તેતો નાત શીરસ્તે આપવા લેવાનુ છે "કંકુને કન્યા ને હજારનું પલ્લુ" ગોરે જવાબ દીધો.

ઝુમરુશાને હૈએ વાત બેઠી ને તરત ખુશીથી હા પાડી, સગાવાહાલાને બોલાવી તે વખત શામલાલના વીહવા અડભંગશાની દીકરી રૂપાળી સાથે કર્યાં.

ગોરે કહ્યું—આવતી સાલમાં સંગરત આવે છે માટે લગ્ન પણ ઓણના લગ્નસરામાંજ કરી નાખવું પડશે, કારણ કે સંગરત વરષમાં લગ્નની ક્રીયા થાય નહીં, તેથી જો તમારે અનુકુલ આવતું હોયતો સોમવતી અમાસને શુક્રરવારનો દીવસ લગ્નને માટે ઘણો શ્રીકર છે, એવો શુભ દીવસ ફરી ફરી આવવાનો નથી પછી આપની મરજી.

ગોરમહારાજનું કેહેવું યથાર્થછે એમ કહી સઘળાંએ અનુમતી આપી અને ઝુમરુશાએ તે દીવસના લગ્નની તીથી કબુલ કરી.

લગ્નનો દીવસ નજીક આવ્યો, ઝુમરુશાએ મોટો માંડવો કાઢી સગાવા'લાને નોતરી બે લાખુ નાતો જમાડી દીધી અને પાનસોપારીના બીડાં વેહેંચ્યા. બાદ લગ્નને દીવસે મોહોટા મોહોટા શેઠ સાહુકારોને સાજનમાં લાવી હાર તોરા પેહરાવી હાથમાં ગુલાબછડી આપી બડી ધામધુમથી વરઘોડો ચઢાવી ચોટામાં ફેરવી અડભંગશાના આંગણે લાવી ઉતાર્યો.

આ વખતે અડભંગશાએ પણ મન મોકળું મુકી દીધું હતું. ઘરની સામી બાજુ એક મોહોટો મંડપ કાઢી તેની અંદર હાંડી, ઝુમ્મર, મુન, વાલસટ, કાગળના ચીનાઈ ફાનસ વીગરે સળગતાં લટકાવી દીધાં હતાં, પવનથી રોશની એવી તો ઝોલા ખાતી હતી કે જાણે તારાઓ તુટી પડયાં, જમીન ઉપર રંગબેરંગી ગાલીચા પાથરીને ઉપર મોટા ગાદી તકીઆ ગોઠવી દીધા હતાં, અને મંડપની ચારે બાજુ ગુલાબી રંગના કપડાની ઝાલર સાથે મો-

ટા મોટા બીલોરીકાચના તકતાઓ જડી લીધાં હતાં, વળી ભોંયઓ માટે તો અમદાવાદની મોટી જેલની જાજમો મંગાવી પથરાવી હતી.

વરઘોડો ઉતર્યો અને વરરાજાને (શામળલાલને) ઘોડા ઉપરથી ઉતારી મંડપમાં પધરાવ્યા, ઉપરાઉપરી કોથળીઓ આવ્યા અને તેમાંથી ઝવેરશાએ શ્રીફળ લઈ સાજનીઆઓને આપવા માંડયા, થોડીવારમાં ભાડે આણેલી ભડકુશ ભરાએલી ખાલીખમ થઈ ગઇ અને નજીકના નાળીએર વિના પૈસાની આશાએ પરણાવવા પોહર રાત્ર સુધી પડી રહ્યા. બંને વેહવાઇ સાગસામા ભેટયાં પછી ગોરે વરરાજાને તોરણુ કરી ગોત્રદેવી પાસે લાવી વરમાળા આરોપી. વરકન્યાનો હસ્તમેળાપ કર્યા બાદ માહેરાંમાં બેસાડી ગોર ચોરી બાંધવા ગયો, ગોરે થોડી વારમાં ચોરી બાંધી તૈયાર કરી વરકન્યાને સાથે લાવી મોટા ઘાંટા કાઢી મંગળ ફેરા ફેરવી દીનાં, અને અડભંગશાએ યથાશક્તિ પ્રમાણે કન્યાદાનમાં આપી વરકન્યાને પાલખીમાં પધરાવી જાનીવાસેથી તેમના ઘર તરફ વિદાય કીધા. ને ઝવેરશા પ્યારા દીકરાને રૂપાળી વહુ પરણાવી વાજતે ગાજતે પોતાના ઘેર લાવ્યા.

રૂપાળીને પરણે પુરૂં વરષ તો થયું હશે નહીં, તેટલામાં તો શામળલાલ કર્તા પણ ઊંચી વધી ગઇ, અને ઘરમાં કોઇ આઘેર બૈરૂં શીખામણ દેવા યોગ્ય હતું નહીં તેથી ઓલકણી પણ વધારે થઇ કોઈની લાજ શરમ તો રાખતીજ નહીં, જમ્યા પછી બપોરે બાપ દીકરો દુકાને જતાં ને સાંજના પાછા વાળુ વખત ઘેર આવતાં, તે દરમ્યાન વચલો વખત રૂપાળી પોતાની સહીયણીઓ સાથે લોકોના ઘર ગણવામાં ગાળતી હતી, ઘરમાં કામ ધંધો તો કરવોજ કોને, કોઇ કાંઈ કહેવા જતું તો તેને કચકવાજ

ખાતી, શામલાલ શીખામણના બે બોલ કેહેવા જતો તો સામો જુવાબ દઇ એકના અનેક શબ્દ શીખાવમાં આપવા ચુકતી નહીં, જગડુશાને તો ઘરડો ઠચરો ઠચરો કરી સામી ફરી રહી હાંસીઆ કરતી. રૂપાળી શાગલાલથી કાંઇક મોહોટી ઉમ્મરે મક્કમ પડતી હતી, તેથી શામલાલને સંતાપવામાં કાંઇ બાકીજ રાખતી નહોતી આ બૈરીના બળાપાને બળાપામાં બીચારો શામલાલ તો સુકાઇને દુખલાલ બની ગયો હતો. જગડુશા પણ રૂપાળીના રંગ ઢંગપરથી જાણી ગયોહતો કે આ સંધ કેદાર પોહોંચવાનો નથી,

હવે જગડુશાને જરા આવી પોહોંચી માથાના તમામ નિમાળા સફેદ રૂઊની પૂણી જેવાં થઇ ગયાં, મોંહની જાંગ્રીશી બહાર નીકળી આવી ડાચાં બેશી ગયાં, અને શરીરની ચામડી કરચલી વળી લટકવા લાગી, હાથ પગ થર થર ધ્રુજવા માડયા, આંખે ઝાંખ વળી પાણી ગળવા માંડયું અને મુખમાંથી લાળ પડવા લાગી. આથી જગડુશાએ જાણ્યું કે હવે આપણે થોડા દાહાડાના પરૂણા છીએ તેથી શાગલાલને ઘર સંસારથી વાકેફ કરી સઘળી ઇરકાગતનું વશીયતનામું કરી તેના કબજામાં સોંપુ, જેથી મારા મુવા પછી તેને પુંજીનો કબજો મેળ વતાં કાંઇ પણ અડચણ આવે નહીં એ વીચારથી જગડુશાએ એક હુંશીઆર વકીલને ફી આપવાની કબુલ કરી તેડી મંગાવ્યો, અને વકીલે જગડુશાની ભલામણ પ્રમાણે ટુંક મુદતમાં એક વિલ તૈયાર કરી તેના હાથમાં મુકયું, જગડુશાએ તેના નીચે સહી કરી વકીલને તેની ફી આપી વીદાય કીધો. રાત પડી અને ઘરના તમામ માણસો ને શયન કરવાનો વખત થવા આવ્યો તે વખતે જગડુશાએ શામલાલને તેની મેડી અંદરથી બ-

હાર બોલાવી પોતાની પથારી પાસે બેસાડી નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

મારા પ્યારા દીકરા હું તને જે છેલ્લી શીખામણ આપું છું તે તારા કોમળ અંતઃકરણમાં કોતરી રાખજે. સાંભળ ? આ ફાની દુનીઆમાં હવે હું અલ્પ કાળ દીવસ ગુજારવાનો છું વધારે વખત નહીં રેહેવાને આ મારા સંદેહ ચળકતા બાળ શક્ષી પુરે છે, માટે હવે મારે તને ઝાહેર કરવું જોઇએ કે તારા બાપના મુવા પછી તારા બાપની મીલકતને મેળવતાં આગળ ઉપર તને અડચણ આવે નહીં, તેટલા માટે મેં એક હુંશીઆર વકીલ મારફત તારા નામથી એક વીલ તૈયાર કરાવ્યું છે, અને તે વીલની શરતથી તેનાં અંદર લખેલી તમામ મીલ્કતનો તું કુલકુલા વારસ થઇ ચુકયો છે.

હવે આ ત્રીજોરીની કુંચીઓ હું તને સોંપુ છું, ને તું સંભાળી લે, કબાટના અંદરની ત્રીજોરીમાં સોના રૂપાના મળી વીસ હજારના દાગીના દાબડામાં ભરી મુકેલા છે. વીસ હજાર રોકડા સકાઇની દસ થેલી ઉપરના ખાનામાં આડી ગોઠવેલી છે. અને નીચલા ખાનામાં ચાર ટકાવાળી પ્રોમીસરી નોટ રૂપીયા પાંચ હજારની તથા પરચુરણ શેરો મળી રૂપીઆ પંદર હજારના કાગળીઆ મોહાટા ભુંગળામાં ભરી મુકેલા છે.

વળી હાલમાં અત્રે "રત્નપુરીના" રહીશ મેસર્સ કેડી એસ તરફથી "ડાયમન્ડ બેન્ક" ઉઘાડવામાં આવેલી છે, ને તે બેન્કે નવ ટકાના વ્યાજ આપવાની કબુલાતે ત્રણ કરોડ રૂપીઆની "ડીબેન્ચરલોન" કાઢી છે, બેન્ક ઘણા સારા પાયા ઉપર ચાલે છે. બેન્કની એજંટ તરીકે એક "મીસીસ

ન્યુઓલ્ડન" કરી ઇંગ્રેજ ઓને બેન્કનું કામકાજ કરવા નીમેલી છે ને તેના હાથ નીચે માધવલાલ કરી એક સુરતી કાયત કામ કરે છે, તે ઘણો હુંશીઆર ને કાબેલ માણસ છે. "મીસીસ ન્યુઓલ્ડન" તેની સલાહથીજ સઘળું કામકાજ કરે છે. જો કે તેણી ઘણી જઇફ ઉમ્મરે પોહોંચેલી છે, અને કમ્મરમાંથી વાંકી વળી ગઇ છે તોપણ શ્રમ લઇ એક નિષ્ઠાથી પોતાનું કામ બજાવ્યા કરે છે, માધવલાલ ઘણીવાર આપણે ઘેર આવે છે અને તેની સાથે આપણે ઘરોબા જેવું છે, તેથી તેનીજ સલાહથી આપણે "દોઢલખા દલાલ"ની મારફત ચાલીસહજારની "લેધરલેન"ના ચાર કકડા ખરીદ કીધા છે.

બેન્કનો ધણીધોરી હાલ માધવલાલ છે, તેને સોનાની ટેકરીવાળાના સોદા ઉપરા ઉપરી લાવી સટ્ટો પુરપાટ ચલાવ્યો છે. તેથી બજારવાળાઓએ લેનનો ભાવ વધારીને બાર ટકા કરી મુક્યો છે તેથી લેન શોધી પણ મળતી નથી, આ બેન્કનો ધંધો ઝરણાપણાથી કોરા હીરા મંગાવી અતરે ઘસાવી ઓપ ચઢાવી પરભાર્યા વિલાયત પોતાના આડતીઆ ઉપર મોકલી આપે છે, વિલાયતના વેહેપારી આપણી "ડાયમન્ડ બેન્કના" હીરાનું તેજ જોઇ બાપડા એકદમ અંજાઇ જાય છે. તેથી મોકળા મને ખીસ્સા ખાલી કરી એકદમ ખરીદ કરી લે છે. હીરાના ખરેખરા દામ તો ત્યાંજ ઉત્પન્ન થાય તેવું જણાય છે. પરંતુ માલની અછત હોવાથી વખતસર બેન્ક માલ મોકલી શકતી નથી તેથી બજારમાં ભાવ આટલેથીજ અટકી પડયાં છે, નહીંતો સટોરીઆઓએ કોરના પણ બારના અઢાર કરી મુકયા હોત.

આ લેનના કાગળીઆ બેન્કની આખર સુધી અ-

નામત રેહે તેટલા માટે તમામ ચલણી નોટ જેવાં ચીકણા ચર્મ પત્ર ઉપર વિલાયતી નોટનિમની કાળી શાહીએ છાપવાગાં આવેલા છે, અને તેથીજ સહકું લોનનું નામ "લેચરલોન" રાખવાગાં આવેલું હશે ?

માટે મારે તને કેહેવાનું એટલુંજ છે કે ચાલતાં સુધી તારે તે લોન વેચી ખાવી નહીં, આગલ ઉપર તેના દામ દુપટ થઇ જશે અને તને ઘણો ફાયદો રેહેશે, તે ચાલીસહજારના નોટના ચાર કકડા પણ તેજ ખાનાની બીજી બાજુએ ચામડાની પેટીમાં રૂમાલે બાંધી રાખી મુકયાછે.

બીજું આપણી સોનાની દુકાન સારી સ્થીતીગાં રહે અને જેમ આપણી આબરૂને અડચણ આવે નહીં એવી વર્તણુકથી વરતજે અને દુનીઆગાં કુળ દીપક થજે. વળી તારી સ્ત્રી ઘણી નાદાન છે બીલકુલ કહ્યાગરી નથી, વાત વાતમાં વાંકુ કાઢી એકના અનેક સંભળાવે છે તેને દુષ્ટ લોકોની સોબત કરવા દઇશ નહીં, અને તેના ઉપર કરપ રાખી કબજે રાખજે. જો તેમ તું નહીં વર્તે તો હાલના જમાનાના લોકો એવાં તો ઇર્ષાવાળા છે કે તમો બનેને ઉંધુ ચત્તુ બતાવી ઘરના હાલ હવાલ કરાવી નાંખશે. કદાચ તારી બૈરીથી તને બનતીરાસ ન આવે તો પણ ભુલે ચુકે બીજી બૈરી કરીશ નહીં, લાખ વીંછીની વેદના સારી છે પણ બે બૈરીનું દુઃખ ભુંડુ છે. તે તો જેને વીત્યું હશે તેજ જાણતો હશે. હવે જાઓ બેટા એટલી શીખામણ બસ છે, રાત ઘણી ગઇ છે માટે સુઇ રહો પ્રભાતમાં વેહેલાં ઉઠજો. મને પણ હવે નીદ્રા આવે છે માટે હું પણ શયન કરૂં છું. આ વીલ તૈયાર કરાવેલું છે તે તું લે, ને તેને સંભાળીને તું તારા કબજામાં રાખજે અને કામ પડે તેનો ઉપયોગ કરજે.

બાપ દીકરો બંને જુદા પડયા, શામલાલ પોતાની મેઠી ઉપર જઇ સુઇ રહ્યો અને ઝવેરશા પણ શામલાલના સુખને માટે વીચાર કરતો કરતો નિંદ્રા દેવીને વશ થઇ ગયો. હવે ઝવેરશાની અજલ આવી પોહોંચી, કમ્મરમાંથી બેવડો વળી ગયો ટાંટીઆ એક મેક અથડાવા લાગ્યા, હેડીઓ બ્હાર નીકળી આવ્યો, અને હાડ પિંજર એકલું દેખાવા માંડયુ શામલાલે દાકતરને બોલાવી દવા કરાવા માંડી પણ સઘળું ફ્રેકટ, ફકત તેર દીવસની ટુંકી મુદતનો તાર આવ્યો, અને તડાકા બંધ શામલાલને સુતો મુકી, પણો ચોતેર વર્ષની પુરી જઇફીએ દેહ રૂપી દુનીઆમાંથી સાંજના સાડા ચાર કલાકે પાણીના પુરની માફક પોબારા ગણી ગયો.

શામલાલ પિતાના મરણથી ઘણો શોકાતુર થઇ ગયો, ખાવું પીવું તજી આખો દીવસ માત પીતાને સંભારી રડરડ કરવા માંડયુ, ભાઇબંધ દોસ્તાર તથા સગાવા'લાઓએ મળીને તેને શીખામણ આપી કે ભાઇ મા બાપ તે કયાં સુધી બેશી રહે, આપણે તેમની ઘણીએ જરૂર હોય પણ આવરદાની દોરી ટુંકી હોય ત્યાં કોઇનું કાંઇ ચાલે નહીં, "ખુટી તેની બુટી નથી" સૌકો જાયું છે તે જવાનેજ માટે મીથ્યા શોક મુકી દે, અને તારા પીતાની જેમ સદ્દગતિ થાય તેવા ઉત્તમ કાર્યનો આરંભ કર, આમ રડીને આંસુ લીંટ નાંખીએ તો તે બિચારાઓને રૌરવ દુઃખ ભોગવવાં પડે અને આપણે ઉલટાં પરમેશ્વરના ગુનેગાર ઠરીએ.

આ શીખામણથી શામલાલ તરત સમજી ગયો અને પોતાના પીતાનું કારજ કરી સર્વ શોક મુકી દેઇ

પોતાનો બતાવેલો સોનાનો ધંધો ચાલુ કરી આનંદમાં દીવસ ગુજારવા લાગ્યો;

## પ્રકરણ ૮ મું.

### "રૂપાળીની નઠારી ચાલ."

હવે ઘર સંસારની લગામ રૂપાળી વહુના હાથમાં આવી, તેથી ચાકરનફર તથા વાણોતર ઊપર હુકમ બજાવવા માંડયો અને કેટલાક જુના માણસોને રજા આપી પોતાના મન પસંદ માણસોને પોતાની પાસે રાખ્યાં; રૂપાળીનો રોફ વધી પડયો અને શામલાલને તો તૃણ માફક ગણવા લાગી, સમીસાંજથી બ્હાર ભટકવા જતી તે પાછી પોહોર રાત્રે ઘેર આવતી, શામલાલ મોડા આવવાનું કારણ પુછતો તો તેના પ્રતિઊત્તરમાં પાંસરો જુવાબ દેવાને તો તેને સોગનજ ખાધા હતા.

આજ મારી માશીને ઘેર ગઈ હતી. આજ ફોઈને ઘેર જરા કામ હતું, આજ મારા પીયર ગઈ તેથી અસુરૂં થયું, આજ જરા બગાસર આવી માથું દુખતુ હતું તેથી પાડોશીના ઘરમાં સુતી હતી. એમ અનેક તરેહના આડા દોહોડા બ્હાના બતલાવી દરરોજ અખાડા કરતી, શામલાલ જ્યારે તેને સોટી લઇ ખોખરી કરતો ત્યારે સામી ગાળોની ઝોકૂણો ગબડાવી મોહવાળી રડવાબેરતી અને પ્રસંગે પ્રસંગે ઝેહેર ખાઇ મરી જવાની કે કુવો હવાડો કરવાની બીક બતલાવી ઊલટી ઓશીઆળો કરતી.

જે માધવલાલ આગળ આપણે જણાવી ગયા છીએ તે સખ્સ ઝુમરુશાની હૈયાતી છતાં કોઇ કોઇવાર તેના ઘરમાં આવતો હતો તે દહાડાથી રૂપાળીને તેની સાથે મો·

હોઅતની મડાગાંઠ પડેલી હતી. અધ્યાપી સુધી માધવલાલ શામલાલ પાસે બેન્ક સબંધી બ્હાનું કાઢી રૂપાળીના મેળાપ માટે અવાર નવાર આવજા કરતો પરંતુ શામલાલને તેની ચાલ ચલગત સારી લાગી નહીં, તેથી પોતાના ઘરમાં આવનો બંધ કીધો હતો. માધવલાલ આવતો બંધ થયો એટલે રૂપાળી બ્હાર જવાનું બ્હાનું કાઢી ઘણીખરી વખત તે માધવલાલના મેળાપ માટે છાનીમાની તેને ઘેર જતી આવતી થઇ. શામલાલને આ વાતની ખબર મળવાથી રૂપાળીને સાયંકાળ પછી બ્હાર જવાને બીલકુલ બંધ કીધું. આજની સાંજના સાત વાગતા રૂપાળી ઘરમાંથી છાનીમાની સટકી જઇ તે સુરતીકાયત માધવલાલને ઘેર ગઇ હતી, અને મોડી રાતના મળવાનું નક્કી કરી અઠ વાગ્યાના અમલે પોતાના ઘર તરફ પાછી વળી હતી. શામલાલે જોયું તો તે રૂપાળી ઘરમાં હતી નહી, તેથી તેને તરત વહેમ પડ્યો અને પોતાના માણુસોને બ્હાર શોધ કરવાને હુકમ કરેછે તેટલામાં તો રૂપાળીશેઠાણી ઘસમસતાં ઘરમાં પેઠાં.

શામલાલે પુછ્યું—અત્યાર સુધી ઘર છોડી ભુંડણની માફક કયાં ભટકવા ગઇ હતી? તેના જુવાબમાં રૂપાળીએ તડાકા બંધ કર્યું અમે અમારે ગમે ત્યાં ગયા હઇશું તેમાં તારે શી પંચાત છે. આવા જુવાબથી શામલાલને અતંત્ય ક્રોધ ચઢ્યો ને તેની સારી પેઠે શેવા ચાકરી કરી કોપરાપાક જમાડ્યો. રૂપળીથી કોપરાપાક પાચન થઇ શક્યો નહી, તેથી બ્હાર નીકળવાના બ્હાના શોધતી શામલાલની સામે ગાળોની ગોફણો ફરતા ફરતી ફેંકતી હતી; "વાંચનાર" તેજ આ રૂપાળી કે જે અર્ધી રાત્રીના સમયે શામલાલની સાથે માધવલાલના મેળાપને માટે ગાળોનું યુદ્ધ મચાવી

કુવે પડવાનું બ્હાનું કાઢી કુવામાં પથ્થર નાખી પોબારા ગણી ગઇ હતી. અને તેજ પુરૂષ આ આપણો શામલાલ કે જે રૂપાળીને કુવામાં પડી મરી ગએલી જાણી અફસોસ કરતો પાછલીપોહોર રાત્રી બાકીએ નિદ્રાદેવીના પાસમાં પડી ઘસઘસાટ ઘોરતો હતો.

---

## પ્રકરણ ૯ મું.

## "બંને ઉપર ફોજદારી કેસ."

"વાંચનાર" તમો હવે જરા રૂપાળીની રમત જુવો. રૂપાળી કુવામાં પથ્થર નાખી નાઠી તેવીજ તે માધવલાલના ઘર નજીક આવી પહોંચી. આ માધવલાલનું મકાન ચંદનીચોકની દક્ષીણદિશા તરફનાં એક ખુંણામાં આવેલું હતું. ત્યાં જઇ તરત તેણીએ ચુગ મારી નીચલું બારણું ઠોકયું, આ વખત રાત્રીના બે વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો, અને મુંબઇ ગુજરાતી નાટક મંડલીનો "રાજબીજ" નો ખેલ જોઇ લોકો હારાદોર ઘર તરફ પાછા ફરતા હતા તે સમયમાં રૂપાળીનો સાદ સાંભળી તરત માધવલાલ ઉઠીને બારીએ આવ્યો અને જોયું તો, પોતાની માશુકને નિચલું બારણું ઠોકતાં દીઠી તેથી હર્ષભેર નીચે ઉતર્યો ને બારણા ઉઘાડી રૂપાળીને અંદર લીધી.

નાટક જોઇ આવનાર કેટલાક જુવાનીઆઓ આ બનાવ જોઇ તરત તે ઘર તરફ ધશા અને બ્હારથી સાંકળ ચઢાવી પાધરા પોલીસને તે વીગેની ખબર આપી પસાર થઇ ગયા.

ફોજદારે રૂપાળી નાગની સ્ત્રી ઘરેણું લઇ નાશી ગએલી છે માટે તપાસમાં રહેવું તેવી ખબર પ્રથમથીજ સઘળી ચોકીના અમલદારોને આપી ચુકયો હતો, તેથી

અદીંના જમાદારને તરત શક પડયો અને તેજ વખત પો-
લીસની ચોકી મુકી ફોજદારને ત્યાં ઝાહેર કરવા ગયો.

બ્હારની ધાંધલ સાંભળી માધવલાલ બ્હારી આગળ
આવ્યો અને જુવે છે તો પોલીસના શીપાઇઓને મકાન
નિચે ફરતાં જોયાં, આથી તે બિચારો ઘણો ઘબરાયો ને
તેની તો પોતીઆની પાટલી ધાલે તો કાછડી નીકળી જ-
વા માંડી, એને તો નક્કી થઇ આવ્યું કે પોલીસને ખબર
પડી ગઇ ને પાકા સપડાણા હવે છુટવાનો આરો નથી.
બારીએથી ઘરમાં આવ્યો અને ઘરમાંથી બારીએ આ-
વી હાય હાય શું થશે એમ કહી પાછો વળી ઘરમાં
આવી બોલ્યો હાય હાય ભોગ મળી ગયા હવે હું શું
મોં દેખાડીશ?

રૂપાળાંએ ગભરાટમાં પુછ્યું—સરકાર ! નીચે ધમા-
ધમ શેની થાય છે કે જેથી તમો આટલા બધા બે બા-
કળા બની ગયા છો ?

માધવલાલ બોલ્યો-અરે પુરી મોકાણ મંડાણી છે,
આપણી વાત સતંદર ઉઘાડી પડી ગઇ છે તેથી પોલી-
સના શીપાઇઓએ આખુ ઘર ઘેરી લીધું છે. પાકી ખ-
રાબી થઇ પ્રભાતમાં આપણ બંનેને પકડી પોલીસ કોર-
ટમાં ઉભા કરશે ત્યારે શો જુવાબ દેઇશું. તારે ગમે તે
તુ કર પણ હું તો હવે ઝેર ખાઇ મરી જઇશ.

રૂપાળી જરા ઘભરાઇ તો ખરી પણ હીમ્મત આ-
ણી બોલી, આમ બાયલાની માફક બોલી હીમ્મત શું હારો
છો પોલીસ પકડી લઇ જશે તો સરકાર પાંચ પાંચ
રૂપીઆ દંડ કરશે પછી શું કરનાર છે કાંઇ જીવતો લેનાર
નથી. "કરનાસો ડરના કયા"

માધવલાલ બોલ્યો-પણ મારી તો અત્યારથી નોકરી

ને આબરૂ બંને ગઈ હું લોકોમાં શું મોં દેખાડું, આટલા વરસ બેન્કની ચાકરી કરી ઇજ્જત મેળવી તે પાણીના પુ- રની પેઠે વહી જવાનો વખત આવ્યો મારા ક્યાં ભોગ લાગ્યા કે તારી સોબત કરી આબરૂના કાંકરા કર્યા, તું તો જેમ કરે તેમ છાજે તેમ છે પણ મારે તો કેહેવત જેવું થયું. "પરનાર સદા ખુવાર, કાંટેકા બીછાના ઓર જુતીકા માર." તારા તો સતર સગા તને છોડાવવા મેહનત કરશે પણ મારૂં પરદેશીનું આંહી કોણ સરીગત થાય. માટે હું તો હવે મારૂં મોં બ્હાર બતલાવનાર નથી. એમ કહી ઘરમાંથી પાણી ખેંચવાનું દોરડું ખોળી લાવ્યો અને ઉંચે લોઢાના કડા સાથે બાંધી ગળામાં ફાં- સો નાંખી લટકવા જાય છે તેટલામાં રૂપાળીએ બૂમ મારી કોઇ આવજો રે આવજો આ માધવલાલ ગળામાં ફાંસો નાખી મરી જાય છે

તેટલામાં તો ફોજદાર કેટલાક શીપાઇઓ સહીત નિચે આવી પોહોંચ્યો, અને ઘરને દીધેલી સાંકળ ઉઘાડી માધવલાલને ફાંસો ખાવા પેહેલાં એકદમ ઉપર ચઢીઆ- વી બંનેને કેદ કરી લીના.

સરીઆમ રસ્તા ઉપર શીપાઇઓથી સોરબકોર થઇ રહ્યો પોફાટવાનો વખત નજીક આવવાથી કેટલાક ભ.ત લોકો સુતેળાથી ઊઠી તે રસ્તે થઇ સરીતા તટે સ્નાન કરવા જતા હતા, તેઓ પણ શીપાઇઓની ધમાલ જોઇ ત્યાં ઉ- ભા રહ્યા, આડોશીપાડોશી પણ એક પછી એક પોતાના નિ- યમસર ઊઠી બારીએ આવી ભજન કરવા બેઠા, કેટલાક તો બારીએથી કાળા ડગલાવાળાને જોઇ નીચે આવી જમાદાર શું છે શું છે કરી પુછવા લાગ્યાં, પ્રભાત થયો ને લોકોની ભીડ ભારે થઇ અને એક પછી એક એમ બારતીમાં ભરા-

તાંજ ગયા. ફોજદારે બંનેને મેડા ઉપરથી નિચે ઉતરવાનું કહ્યું પણુ બેમાંથી એકે નીચે ઉતર્યું નહીં અને અત્યંત કાલાવાલા સાથે માધવલાલે પાંચસો રૂપીઆનું એક ચલણી નોટ ફોજદારના હાથમાં મુકી બોલ્યો સાહેબ હવે મારી લાજ રાખો હું પરદેશી નાહક માર્યો જાઇશ ને મારી નોકરી જતી રેહેશે, મેં ભુલ મોટી કરી છે માટે ગમે તેમ કરી આ વખત આટલો મારો બચાવ કરો.

ફોજદાર સાહેબ આ હરામની નોટ હજમ તો કરી જાત પણુ કરે શું, હોઇયાં થાય તેમ હતું નહી તેથી લાચાર થયાં, કારણુ કે લોકમાં વાત ચાવી થઇ ગઇ હતી અને હજારો આદમી રસ્તામાં એકઠાં થયા હતાં, આથી ફોજદારે માધવલાલને કહ્યું હવે હું કાંઇ કરી શકતો નથી માટે મુંગા મુંગા નીચે ઉતરો નહીં તો શીપાઇઓ પાસે ધક્કા મરાવી હેઠાં ઊતારવા જરૂર પડશે, આ સવાલ બેમાંથી એકે મનુમાર્યો નહી ને જમીન બણી મોં રાખી બંને જણા ત્યાંને ત્યાંજ ઊભા રહ્યાં, ફોજદારે શીપાઇઓને ઊપર બોલાવ્યાં ને બળાત્કારે બંનેને મેડા ઊપરથી ઊતારી સરીઆમ રસ્તા ઊપર લાવ્યાં.

જ્યારે પાસે ઊભેલા લોકોએ તેમને નીહાળીને જોયાં ત્યારે તો તેઓ ચકીત થયા અને બુમો પાડી બોલવા લાગ્યાં, અરે! આતો પેલો ડાયમન્ડ બેન્કનો હેડકલાર્ક સુરતી કાયત માધવલાલ અને પેલી શામલાલ શેઠની સ્ત્રી રૂપાળી!! અડબંગશાની દીકરી!!! ધીક્કાર પડો તેમના જીવતરને રાંડનાઓએ માબાપોની આબરૂના કાંકરા કર્યા, એ પ્રમાણે ઉચ્ચાર કરી લોકો ફટફટ કરવા લાગ્યાં

ફોજદારે બનેનું નામ પોતાની ડાયરીબુકમાં નોંધી લીધું તે ઉપર બંનેના સહીઓ લીધી, અને રૂપાળીનું પેહ-

રેલું ધરાણું ઝડતીમાં લઇ પોટલી બાંધી સીલ સીક્કા કરી જમાદારના સ્વાધીન કીધું. બાદ બંને ઉપર ચોરીનું ત્હોહ્મત મુકી બીડો તૈયાર કરી શીપાઇના હાથમાં સોંપી તહોહ્મતદારોને તુરંગમાં લઇ જવાનો હુકમ કર્યો અને તેજ દીવસના અગીયાર વાગતાં માજીસ્ત્રેટની કોરટમાં મુદ્દા સાથે હાજર રાખવાનુ કહીં અશ્વારૂઢ થઇ પોતાના મકાન તરફ ચાલતો થયો.

શીપાઇઓએ તરત આજુબાજુના લોકોને ચાબકા મારી હઠાવવા લાગ્યાં. અને કેદીઓને વચમાં રાખી માધવલાલની જાનને બંદીરશાળા તરફ દોરી ચાલ્યાં. જોવા આવનાર એકઠા થએલા જાનૈયા પણ પુંઠેપુંઠે ફુરેહુરેના ગીતો ગાતાં વેળાવાને ટેક બંદીરશાળાના મકાન સુધી આવા લાગ્યાં. શીપાઇઓએ તુરંગનો દરવાજો ઊઘાડી કેદીઓને અંદર દાખલ કર્યાં અને પાછો દરવાજો બંધ કરી લીધો કેહેવત છે કે, **"તમાશાનું તેડુ નહી ને ઇશકનું મુલ નહીં"** બંનેને અંદર પુર્યાં છતાં પણ તમાશામાં તલીન થયેલા લોકો ત્યાંથી પાછા હઠવાને હીમ્મત ધરાવતા નહીં, શીપાઈઓ હટોહટો કરી બુમો મારી થાક્યાં પણ કોઇએ લાંબી આધું ખશું નહીં, છેવટે થાકીને તેઓએ હાથમાં ચાબકો લઇ ફટકારવા માંડી, ઉપરા ઉપરી સડાસડ થવા લાગી માર્થી લોકોમાં નાસાનાસ થઈ ભંગાણુ પડયું અને એકત્ર થયેલું ટોળું ચારે તરફ વિખરાઈ ગયું.

ટોળું વિખરાયાની આગમચ એક સખસ સાસભેર પુર જોસમાં પાસે થઈ ઘર ભણી પસાર થતો હતો, આ ખંતીલો પુરૂષ કોણ હશે? તેની જરા તપાસ કરીએ. જોઇએ શુ! કે તે તો શામળલાલનો વાણોતર વેણીચંદ કરીને હતો, કે જે પ્રભાતમાં ઉઠી પોતાના શેઠને ત્યાં

શાકભાજી આણવાને અર્થે, પૈસા લેવા જતાં રસ્તામાંજ રૂપાળીનું ધાંધલ જોયું અને બંનેને શીપાઈઓ તુરંગમાં લઈ જતા હતાં તે જોઇ પોતે ગભરાટમાં પડી સઘળો વૃત્તાંત પોતાના શેઠને ઝાહેર કરવા ઝપાટાબંધ જતો હતો.

વેણીચંદ શામલાલને ત્યાં આવ્યો અને ચાકરને બુમ મારી કહ્યું શેઠને જલ્દી જગાડ મારે તાકીદથી સંદેશો કેહેવાનો છે, આ વખત શામલાલ મોડી રાતના ઉજાગરાથી ભરઊંઘમાં પડ્યો હતો, ચાકરે ઉપર આવી શામલાલને ઊઠાડી કહ્યું સાહેબ ? પ્રભાત થઇ ગયોછે ને વેણીચંદ કાંઈ તાકીદની ખબર કેહેવા બ્હાર બેશી રહ્યાછે.

શામલાલના પેટમાં તરત ધ્રાસકો પડ્યો, સઘળી ઊંઘ ઉડી ગઇ અને બાવરો બાવરો પથારીમાંથી ઉઠી બાહાર, આવ્યો વેણીચંદને જોઇ તરતજ તેને તો ચેતા પડી ગયાં કે નક્કી ગઇ કાલ રાતના સનાનના સમાચાર છે, તોપણ હીમ્મત આણી વેણીચંદ પ્રતે પુછપરછ કરવા લાગ્યો.

શામલાલ—વેણીચંદ તમારે શું કેહેવાનું છે જે કેહેવાનું હોય તે ઝટ કહી નાખો જરા પણ વીલંબ કરશો નહીં?

વેણીચંદ—અરે સાહેબ ! ગજબ થઇ ગયો કાંઇ કેહેવાનીજ વાત રહી નથી.

શામલાલ—પણ છે શું તેતો કહો ?

વેણીચંદ—અરે ! શું કહું સાહેબ !! મારૂં તો મોંજ ફાટતું નથી ! ! !

શામલાલ—ભલા આદમી કેહેવા આવ્યોછે તો કાંઇ પણ કહીશ કે નહીં ?

વેણીચંદ—સાહેબ, નાક નીકળી ગયું.

શામલાલ—કોનું ?

વેણીચંદ—તમારૂં ને તમારા બાપનું.

શામલાલ—શાથી ?

વેણીચંદ—રૂપાળી વહુથી,

શામલાલ—કેમ થયું ?

વેણીચંદ—જોયા જેવું થયું.

શામલાલ—પણ મૂર્ખ માણસ શું થયું તેનો બ-શીમર મારો જીવનો સાંભળીને પડીક બાંધ્યો છે ને તને તો આમ નખરા સુઝે છે.

વેણીચંદ—સાહેબ શેઠાણીબાઇ:

શામલાલ—તો ખરૂં જ ? શેઠાણીને છે શું! વાઘે ખાધી, ધાડે મારી, કે કુવે પડી ગરઈ ગઈ. બશીમર ઝટ! આગ અટકી અટકીને બોલી મારા હોસ ઉરાડી દીધાં.

વેણીચંદ—અરે મારા સાબ મરી ગઇ હોતનો સારૂ જ હતું તો, મોં ઢાંકીને જાત એટલે દેખવું એ ના પડત ને દાઝવું એ ના પડત ?

શામલાલ—ત્યારે થયું શું ? તે કહી શકે નહીં ?

વેણીચંદ—અરે એતો ગઇ.

શામલાલ—ક્યાં ગઇ ?

વેણીચંદ—વહી ગઇ.

શામલાલ—કોની સાથે?

વેણીચંદ—સુરતી કાયત સાથે.

શામલાલ—શું વેણીચંદ આ ખબર તું બરોબર લાવ્યો છું.

વેણીચંદ—અરે હાજી હા ? આપના અગાઉ પ્ર-ભાતમાં જુઠું બોલું આતરવડી બંનેને પોલીસના શીપાઇ પકડીને કેદખાનામાં લઈ ગયાં, આખા ગામમાં તો વાયકા ઉડી ગઇ ને હજુ આપ તો ઊંઘમાં ઝુંલ્યો છો.

ખુનના તહોમતનો ભય એકદમ વેણીચંદનું વચન સાંભ-

બી દુર થઇ ગયો તેથી શામલાલનુ મન સારી રીતે શાંત થયું ને હળવે રહી બોલ્યો ! વેણીચંદ એમાં આપણે શું કરીએ લોગ રાંડના કરશે તેવું ભોગવશે, આપણને આમળ પડવાનું કાંઇ પ્રયોજન નથી કારણ આપણી ફજેતીના કાળસ વધારે થશે. એમ વાતચીત કરે છે એટલામાં પોલીસનો એક શીપાઇ શામલાલ શેઠ કીદર રહેતેહૈં એમ પુછતો પુછતો ત્યાં આગળ આવ્યો, શામલાલ બોલ્યો મારૂં નામજ શામલાલ છે. મીયાંસાહેબ તમારે શું કામછે? મીયાં બોલ્યા—તુમકો ફોજદાર સાબ બોલાતેહેં લો ચીઠી તાકીદસે બાંચલો દેર કરનેકા કામ હે નહી, ચાલો મીયાંસાહેબ આવું છું એમ કહી ચીઠી વાંચી શામલાલે લુગડાં પેહેર્યાં અને વેણીચંદને લઇ ફોજદારને ત્યાં ગયો, ફોજદાર સાહેબ આ વખતે શી. પાઇઓની હાજરી લેતા હતાં, તેની પાસે શામલાલ જઇ સલામ કરી ઉભો રહ્યો, અને બોલ્યો સાહેબ મારૂં શું કામછે?

ફોજદારે પુછ્યું—તમારૂં નામ શામલાલ જીવકુશાછે? શામલાલે જવાબ આપ્યો—હાજી મારૂં નામ તેજ છે. આ ઉપરથી રાતની બનેલી ફુપાળીની સઘળી કેફીયત શામલાલને કહી સંભળાવી. અને ભલામણ કરી કે, તે બંનેના ઉપર તમારે કોર્ટમાં આવી છીનાળાની અને ચોરીની માજીસ્ટ્રેટ સાહેબને ત્યાં આજને આજ ફરીઆદ કરવી, જેથી તેઓ છુટી જવા પામે નહીં તેમ નહી કરો તો આગળ ઉપર તમને ઘણો પસ્તાવો પડશે, આજના અગીઆર વાગતા તેઓને કોર્ટમાં ઉભા કરવાના છે, માટે જાઓ જલ્દી પરવારીને કોર્ટમાં હાજર થાઓ. શામલાલ ફોજદારની રજા લઇ ઘેર આવ્યો અને જમીને અગીઆર વાગ્યાનો વખત થવા આવ્યો એટલે કચેરીમાં હાજર થયો. ગામમાં ઠેકાણે ઠેકાણે આની આજ વાતો પ-

વા લાગી, અને ટોળે ટોળાં મળી કચેરી ભણી દોડવા લાગ્યાં, ને થોડીજ વારમાં કચેરીનું મોહોટું કંપાઉન્ડ લોકોથી ખીચોખીચ ભરાઇ ગયું, શીપાઇઓ પણ આ ધાંધળ જોઇ અકળાઇ ગયા, ને લોકોને નીચે બેસાડવા ખુબાખુબ પાઘડીઓ ઉપર ધપ્પા મારવા લાગ્યા. થોડી વારમાં શીપાઇઓ કેદખાનામાંથી અને ત્હોમતદારોને દોરીને કચેરીના બારણાં આગળ લાવી બેસાર્યાં, તે જોઇ લોકોએ હા હોની હાકલો મારી કચેરીનું કંપાઉન્ડ ગજાવી મુકયું.

શામળલાલે વકીલ પાસે અરજી ઘડાવી સાહેબને ચેમ્બરમાં આપી, બાદ કચેરીમાં જઇ પોતાના વકીલ પાસે ખુરશીમાં આવી બેઠો. વખત થયો ને સાહેબ ચેમ્બરમાંથી ઉઠી કચેરીમાં આવ્યા, એટલે સઘળાં ચુપાચુપ થઇ ગયાં, વકીલો વીગેરે કચેરીના માણસો સર્વે ઉભા થઇ સાહેબને માન આપી સહુ સહુની યોગ્યતા પ્રમાણે ખુરશી પર જઇ બેઠા. શીરસ્તેદારે રૂપળી વાળો બીડો સાહેબના હાથમાં આપી ઇંગ્રેજીમાં સઘળી કેફીયત કહી સંભળાવી, જેથી માજીસ્ટ્રેટ મી. હાયકોપ સાહેબે ત્હોમતદારોને અંદર બોલાવી પાંજરામાં ઉભા કરાવ્યા.

આ કામમાં ફરીયાદી શામળલાલ તરફથી વકીલ મી. મણીલાલને હાજર રાખવામાં આવ્યા હતા, તથા નંબર બીજાના ત્હોમતદાર માધવલાલ તરફથી વકીલ મી. વાડીલાલ વેલચંદ ઊંઝારીયા હાજર રહ્યા હતા, અને નંબર પેહેલાની ત્હોમતદાર રૂપાળી તરફથી કોઇ પણ હીમાયતી હાજર રહ્યો નહોતો. કારણકે ઉપલા બનાવથી તેના પીયરીઆ લાજને લીધે અળગાંજ ઉભા રહ્યા હતાં.

શરૂઆતમાં કોરટે ફરીયાદીના વકીલ મી. મણીલાલને શામળલાલની જુબાની લેવા હુકમ કર્યો, ને શામળલાલને

શાક્ષીના પાંજરામાં ઉભો કરી કોરટે સોગન આપી તપાસ ચાલુ કરી.

### "ફરીયાદીના વકીલની તપાસ, અને શામલાલની જુબાની."

સવાલ—તમારૂં નામ ને તમારા બાપનું નામ શું છે?

જવાબ—સાહેબ, મારૂં નામ શામલાલ ને મારા બાપનું નામ ઝવેરશા છે.

સવાલ—તમે શું ધંધો કરો છો?

જવાબ—સોનીવાણીઆનો.

સવાલ—આ રૂપાળીને તમે ઓળખો છો?

જવાબ—હાજી.

સવાલ—તે તમારી કોણ થાય?

જવાબ—તે મારી બૈરી થાય સાહેબ.

સવાલ—ગઇ રાતના તે ક્યાં ગઇ હતી, તે તમે જાણો છો?

જવાબ—રાતના અગીઆર વાગતાના સુમારે તે મારા ઘરમાંથી પેહેરેલા દાગીના લઇ જતી રહી હતી, તે પછી ક્યાં ગઇ તેની મને ખબર નથી.

સવાલ—શા માટે જતી રહી હતી?

જવાબ-ખોટી લડાઇ કરી કુવે પડવાનું બ્હાનું કાઢી નાશી ગઇ હતી.

સવાલ--તમે કેમ તેને શોધી નહીં અગર પોલીસને ખબર આપી નહીં?

જવાબ—સાહેબ મેં ઘણી તપાસ કરી પણ હાથ આવી નહીં, તેથી પોલીસને ખબર આપી હું મારે ઘેર ગયો હતો.

સવાલ-ગઇ કાલેજ તકરાર થઇ હતી કે અગાઉ પણ થતી હતી?

જવાબ—તકરાર થવાની કાંઈ પણ નવાઇ નથી.

સવાલ—તમારે ને તેને શા સારૂ તકરાર થતી હતી?

જવાબ—નંબર બીજાના હોમતદાર માધવલાલને ઘેર નહી જવાના કારણસર.

સવાલ—હોમતદાર તમારે ત્યાં આવતો જતો હતો કે?

જવાબ—સાહેબ મારા બાપ છતા ઘણી વાર મારે ઘેર આવતો હતો અને પછી પણ મારી પાસે આવતો હતો, પરંતુ તેની ચાલ સારી નહીં માલમ પડવાથી મે મારા ઘરમાં આવતો બંધ કીધો હતો;

સવાલ—તમારી બૈરીની ચાલ વીશે તમે શો મત જણાવો છો?

જવાબ—હું કદી પણ સારો મત આપી શકતો નથી;

સવાલ—કોરટમાં જે દાગીના રજુ કરેલા છે. તે તમારા છે?

જવાબ—જીહા તે મારા પોતાના છે.

### "હોમતદારના વકીલ મી. ઊંઝારીયાની ઉલટ તપાસ."

સવાલ— માધવલાલ કઇ બેન્કમાં નોકર છે તે તમે જાણો છો?

જવાબ—હાજી ડાયમન્ડ બેન્કમાં.

સવાલ—તેનો હોદ્દોને પગાર શું છે તે તમે જાણો છો?

જવાબ—હા તે હેડકલાર્ક છે, ને તેનો પુરોસો પગાર છે.

સવાલ—તેની ખરાબ ચાલ છે, એમ તમે ખાતરી કરી આપો છો?

જવાબ—તે ખાતરી કરવી કોરટના હસ્તકમાં છે.

સવાલ—જુઓ તમે પોલીસને ખબર આપી છે કે મારી બૈરી રૂપાળી દાગીના લઇ નાશી ગઇ છે. તો તે દાગીનાનો નુંધ કયાં છે?

જવાબ—મે પોલીસને એવી ખબર આપી છે કે પેહેરેલા

દાગીના લઇ નાશી ગએલી છે.

જવાબ—જ્યારે તમે તેણીની ઉપર ચોરીનું હોમત મુકી પોલીસમાં ફરીયાદ કરી, ત્યારે તેજ વખત છીનાળા-નું હોમત નહીં મુકતાં અત્યારે મુકયું તેનું કારણ શું?

જવાબ—પાછળથી આજ સવારમાં મને ખબર મળી કે માધવલાલ નાગના સુરતી કાવતના ઘરમાંથી અરધી રાતના સમયે બંનેને પકડવામાં આવેલા છે ને તેઓ એકમેક પ્રેમ ધરાવે છે તે ઉપરથી છીનાળાનો પાકો શક રહેલો છે.

(તપાસ પુરી)

(બાદ માજીસ્ટ્રેટ સાહેબે પોલીસ ફોજદારને જણાવ્યું કે આ કેસ બાબત્ત શી રીતે બીના બનેલી છે, તે કોરટ-ની રૂબરૂ સોગન ઉપર કહી જવી તેથી ફોજદારે સોગન નામુ લેઈ કેફીયત કેહેવા શરૂ કરી.

"ફોજદારની જુબાની."

મારૂં નામ શેખમહમદ ને મારા બાપનું નામ દીન મહમદ છે, હું નામદાર સરકારની પોલીસ કોમનો એક અમલદાર છું ગઇ કાલ તારીખ ૩૦ મી માર્ચ ૧૮૮૦ ના રોજ રાત્રે એક વાગ્યાના અમલે રોન ફરવા નીકળતો હતો, તે-ટલામાં શામલાલ ઝવેરશા નામના એક સખસે મારી પા-સે આવી ફરીયાદ કરી કે તેની સ્ત્રી રૂપાળી પેહેરવાનું ઘ-રેણું લઇ કેથે નાશી ગએલી છે તે હજુ આવી નથી, એ-મ કહી ચાલી ગયો હતો.

તેની તપાસ કરવા સઘળી ચોકીના અમલદારોને મેં પ્રથમથી ખબર મોકલાવી આપી હતી, તેથી ચાંદનીચોક-ની ગેટનો એક જમાદાર દોડતો આવી મને ખબર આપી ગયો કે ત્યાં આગળ આવેલા એક મકાનમાં થોડીવાર થઇ

એક સ્ત્રી દાખલ થએલી છે, તેટલાં ગાટે ત્યાં આવી તપાસ કરી જવો.

આ ખબરથી હું મારા ઘોડા ઉપર બેશીને તે જગાએ ગયો, અને શકવાળા ઘરની સાંકળ ઉઘાડી કેટલાક શીપાઈઓને લઈ હું મેડા ઉપર ગયો, ત્યાં જઈ જોઉ છું તો તે મકાનનો માલીક કે જે આ કોરટમાં હાજર છે તે તથા આ રૂપાળી એક ઓરડામાં ધમાધમ કરતા હતાં, તેથી તે બંનેને શીપાઈઓ પાસે પકડાવી દાગીના જપત કરી શીલ શીક્કો કરી ને બંનેને તુરંગમાં લઈ જવાનો હુકમ કર્યો હતો, અને સદરહુ કોરટમાં સવારના અગીઆર વાગતા મુદા સાથે હાજર રાખવાનુ કહી હું મારા ઘોડા ઊપર બેશી મારા મકાન તરફ પાછો ફર્યો હતો.

"ફરીયાદીના વકીલની તપાસ."

સવાલ—તમે તે બંને સખસોને ઓળખો છો?

જવાબ--હાજી

સવાલ—તે સખ્સો કોર્ટમાં કઇ જગાએ ઉભેલા છે?

જવાબ--તોહોમતદારના પાંજરામાં ઉભા છે તેજ બે સખ્સો છે.

સવાલ—બંને તોહોમતદારોને એકજ ઓરડામાંથી પકડયા હતા?

જવાબ—જીહા.

સવાલ—દાગીના પણ તેઓની પાસેથીજ મળી આવ્યા હશે?

જવાબ—હાજી.

સવાલ—તે વખતે રાતના કેટલા વાગ્યા હતા?

જવાબ—આસરે બે વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો.

સવાલ—જે સ્ત્રીને તમોએ પકડેલી છે, તે નંબર બીજાના તોહોમતદારની છે કે બીજાની?

જવાબ—તપાસ કરતા માલમ પડી છે કે તે સ્ત્રી શામ-

લાલ નામના એક આબરૂદાર સખ્સની છે.

સવાલ—પછી તમે તેને તુરંગમાં મોકલાવી કયાં ગયાં.

જવાબ—હું મારા ઘર તરફ ગયો હતો.

"હોમતદારના તરફથી વકીલ મી. ઉઝારી- આની ઉલટ તપાસ."

સવાલ—જુઓ તમે કહી શકો છો કે છીનાળુ થયું છે?

જવાબ—નાજી, પરંતુ અરધી રાતના સમયે એક અજાણ્યા સ્ત્રી પુરૂષ એકાંત ઓરડામાંથી મળી આવે તો છીનાળું થયું છે. એમ સમજાય.

સવાલ—રૂપાળીને માધવલાલના ઘરમાં ગએલી તમે જોએલી ખરી?

જવાબ—ના, પણ પોલીસ જમાદારે પેરતા જોઇ ઘરને ચોકી મુકી હતી હતી.

સવાલ—તમે જાતે જોઇ છે કે નહીં તેનો જુવાબ આપો?

જવાબ—નહીં.

સવાલ—જે વખતે તમે તે બંનેને પકડયાં તે વખત તમારી સાથે પોલીસના શીપાઇઓ શીવાય બીજું કોઇ હતું?

જવાબ—ફક્ત મારા શીપાઇઓજ તેજ વખત હાજર હતાં બીજું કોણ હોય પાછળથી ઘણા માણસો એકઠાં થયા હતા.

સવાલ—જે ઘરેણું તમોએ કોરટમાં રજુ કર્યું છે, તે ઘરેણું રૂપાળીને પેહેરવાનું છે કે બીજું?

જવાબ—ફક્ત તેમના કબજામાંથી મળી આવ્યું તેજ હું જાણું છું

(તપાસ પુરી.)

ઉપલી જુબાની થઈ રહ્યા પછી માજીસ્ટ્રેટ સાહેબે

ત્હોમતદાર નંબર બીજાની જુબાની લેવા વકીલોને રજા મન્જુર કરી તેથી મી. ઊંઝારીઆએ ઉભા થઇ માધવલાલને સવાલ પુછવા શરૂ કર્યા.

"માધવલાલની જુબાની."

સવાલ—તમારૂં નામ શું છે?

જવાબ—મારૂં નામ માધવલાલ ને મારા બાપનું નામ ગોપાળદાસ છે.

સવાલ—તમે શું ધધો કરો છો?

જવાબ—હું ડાયમન્ડ બેન્કમાં હેડકલાર્ક છું.

સવાલ—તમોને ગઇ રાતના પોલીસ અમલદારે શા માટે પકડયા છે તે તમે જાણો છો?

જવાબ—ના સાહેબ હું મારા મકાનમાં સુઇ રહ્યો હતો, ત્યાંપોલીસના એક શીપાઇએ આવીને કહ્યું કે ફોજદાર સાહેબ તમને નીચે બોલાવે છે, તેથી હું ધાબરો ધાબરો કપડા પેહેરી નીચે ઉતર્યો કે તરતજ ફોજદારે મને હાથકડી કરવા શીપાઇને કહ્યું.

સવાલ—તે વખતે કેટલા વાગ્યા હતા?

જવાબ—હું ઉંઘમાં હતો તેથી બરોબર ખબર નથી પણ આસરે અરધીરાતનો સમય વિતી ગયો હતો.

સવાલ—તમારા ઘરમા તમે એકલા હતા કે બીજું કોઇ હતું.

જવાબ—નાજી મારા ઘરમાં હું એકલો સુઇ રહ્યો હતો, બીજું કોઇ હતું નથી.

સવાલ—નંબર પેહેલાની ત્હોમતદાર સ્ત્રી કે જે આ પાંજરામાં ઊભી છે તેને તમે ઓળખો છો.?

જવાબ—નાજી, હું તેને ઓળખતો નથી.

સવાલ—ત્યારે આ સ્ત્રીને તમારી સાથે કયાંથી આણી તે તમે જાણો છો?

જવાબ—મને સુરંગમાં લઇ ગયા બાદ કેટલીક વારે શી-
પાઇઓએ એક સ્ત્રીને અંદર આણી હતી.

"ફરીયાદીના વકીલ મણીલાલ તરફથી
ઉલટ તપાસ."

સવાલ—જુવો; તમે કહો છો કે, શીપાઇ ફોજદારનું ના-
મ દઇ નીચે બોલાવી ગયો ત્યારે બારણા અંદરની
સાંકળ ઉઘાડી શીપાઇ શી રીતે અંદર દાખલ થયો?

જવાબ—સાહેબ બારણું ઉઘાડું રહી ગયું હશે.

સવાલ—જ્યારે તમે સુઇ રહો છો ત્યારે બારણા દઇને
સુઇ રહો છો કે ઉઘાડા મૂકી સુઇ રહો છો?

જવાબ—બારણે સાંકળ મારી સુઇ રહું છું.

સવાલ—ત્યારે ગઇ રાતના ઉઘાડા રાખવાનું શું પ્રયોજન
હતું તે કહેશો?

જવાબ—સાહેબ [illegible] ના જશે,

સવાલ—જુઓ આ રૂપાળીને તમે ઓળખો છો;

જવાબ—નાજી;

સવાલ—સોગન ઉપર કહો છો કે હું તેને ઓળખતો નથી.?

જવાબ—સાહેબ હાલમાં હું તેને ઓળખું છું કે નહીં
તેની સુરત નથી,

સવાલ—તે શામલાલ સોનીવાણીયાની સ્ત્રી છે, નહીં વારૂ?

જવાબ—સાહેબ મને સુરત નથી?

સવાલ—શામલાલ ઝંપડુશાનો દીકરો થાય છે એ તમે
જાણો છો?

જવાબ—હા સાહેબ થાય છે ખરો.

સવાલ—ઝંપડુશાના જીવતા તથા મુવા પછી શામલાલને
ઘેર જતાં હતાં ખરા કે?

જવાબ—હાજી કોઇ કોઇ વાર તેમની પાસે જતો હતો.
સવાલ—તે વખતે આ રૂપાળીને ત્યાં જોએલી ખરીકે?
જવાબ—જોઇ હશે પણ જાણતો નથી;
સવાલ—જે વખતે ફોજદારે તમને પકડયા તે વખતે તમો બંને એકજ ઓરડામાં બેઠેલાં હતાં?
જવાબ—નાજી તદન ખોટી વાત છે.

(તપાસ પુરી)

માજીસ્ટ્રેટ—(રૂપાળીને) તમારે કાંઇ કેહેવાનું છે? જે હોય તે કોરટને ઝાહેર કરો

રૂપાળી—સાહેબ મારા ધણીએ મને રાતના મારીને કાઢી મુકી હતી, તેથી હું મારા પીયર ભણી જતી હતી તેટલામાં રસ્તામાંથી મને પોલીસના શીપાંઇઓએ પકડીને ફોજદારની પાસે લઇ ગયા હતાં, અને મારૂ પેહેરેલું ઘરેણું ફોજદારે કઢાવી લેઇ પછે હું [illegible] ખોળવાતી ઊભી હતી, તે શીવાય હું કશું જાણતી નથી, માટે હું નિર્દોષ, ગરીબ ગાય જેવી છું, જેથી કોરટ મને છોડી મુકવાને હુકમ કરશે;

માજીસ્ટ્રેટ—વેલ માધવલાલ વૉટસયોર્ ઍન્સર.
માધવલાલ-સર, આઇએમ કવાઇટ ઈંગનોરંટ ઓફધીસ કેસ.

માજીસ્ટ્રેટ-ઓલ રાઇટ આઇનો.

માધવલાલ—સાહેબ હું બીન ગુનેગાર છું, ફક્ત આ પોલીસના માણસોએ તર્કટ કરેલું છે, ગરીબ પરવર મારા જેવો પરદેશી પુરૂષ નાહક માર્યો જાય છે માટે નામદાર સાહેબને અરજ ગુજારૂ છું કે, મને નિર્દોષ ઠરાવી મુશીબતમાંથી મોકળો કરશો, જેથી આબરૂ ઇજતથી હું મારી નોકરીનો ધંધો પાછો મેળવવા શક્તિવાન થાઉં.

માજીસ્ટ્રેટ—મી. મણીલાલ આ કામમાં તમારે છેવટ શું કહેવાનું છે, તેનો ખુલાસો કરજો.

"ફરીયાદી તરફથી વકીલ મી. મણીલાલનું ભાષણ."

નામદાર કોરટને મારે એટલી અરજ કરવાની છેકે, ફરીયાદી શામલાલે જે પુરાવો આપેલો છે, તે ખરેખર સાચે સાચો છે; અને પોલીસ ઇન્સપેક્ટરે જે ગુનો પકડ્યો છે, તે બરાબર છે બને જણાને એકજ સ્થળેથી પકડવામાં આવેલા છે અને વળી અડધી રાતના સમયે તેમા છીનાળું થયું છે એમ નક્કી સાબેત થાય છે, જે દાગીના રૂપાળી લઈ નાશી ગએલી હતી તેજ કોરટમાં રજુ કરેલા દાગીના છે અને તે દાગીના બંને ત્હોમતદારોના કબજામાંથી મળી આવેલા છે, તેથી ચોરીનો માલ સંઘર્યાનો પણ નંબર બીજાના ત્હોમતદારના ઉપર ગુનો સાબીત થાયછે, માધવલાલ અગાડી કહી ગયો છે કે હું રૂપાળીને ઓળખતો નથી પણ ઉલટ તપાસમાં કબુલ કરેલું છે.

ત્હોમતદાર તરફથી કાંઈ પણ પુરાવો એપોઝીટમાં આપવામાં આવેલો નથી, વળી સુજાત માબાપની દીકરી અરધી રાતનાં કદી પણ પરપુરૂષના મકાનમાં પગ ધરવાની હીમ્મત ધરશે નહીં. શામલાલ જણાવે છે કે નંબર બીજાના ત્હોમતદાર માધવલાલની ચાલ સારી નહીં હોવાથી તેને ઘરમાં આવતો બંધ કીધો હતો, તેમ પોતાની બૈરી રૂપાળીની પણ સારી ચાલ માટે બીલકુલ સારો મત આપતો નથી, તેમ ત્હોમદારોનું જુઠાપણું સાફ જણાઇ આવે છે.

નામદાર સરકાર જો આવા ગુનેગારોને છોડી મુકશે તો આગળ ઊપર દીનપરદીન આવાં ગુનાઓની વૃદ્ધી પામશે, અને ખંતીથી પોલીસ આવાં ગુના અટકાવવાને હી-

રમત ધરી આગળ પડશે નહીં. માટે મારે છેવટે એટલીજ અરજ કરવાની છે કે, આવા ગુનેગારોને ફોજદારી કાયદાના વોલ્યુમ ત્રીજાની કલમ ત્રણુસો સાડીએહેવાલીસનો પુરો લાભ મળવો જોઇએ જેથી હવે પછી ઉપરના ગુનાઓ એકદમ અટકી પડે અને ફરી જનમ લેવા પામે નહીં.

ફરીયાદીના વકીલનું ભાષણ પુરૂં થઇ રહ્યું એટલે ત્હોમતદારના બચાવ માટે વકીલ મી. ઊંઝારીઆ ભાષણ કરવા ઊભા થયા.

"ત્હોમતદાર તરફથી વકીલ મી. ઊંઝારીઆનું ભાષણ."

હું નામદાર કોરટને અરજ કરૂં છું કે, મારા મિત્ર મણીલાલે જે ભાષણ આપ્યું છે તેના સામે મારે બેબોલ કેહેવાના છે.

નંબર બીજાનો ત્હોમતદાર માધવલાલ ઘણો એજ્યુકેટેડ મેન છે, અને તે ડાયમન્ડ બેન્કમાં મોહોટો એહેદો ધરાવે છે, તેથી ખરાબ ચાલનો છે તે માનવું ઘણું અસંભવિત લાગે છે, જો તેવી ચાલનો હોય તો બેન્ક તેને નોકર રાખે નહીં. માટે કાંઇ પણ અદાવતથી તેને પોલીસે ફસાવેલો માલમ પડે છે, ફોજદાર તે બનેને સાથે પકડવાનું કેહે છે, પરંતુ પોતાના શીપાઇઓ શીવાય કોઇ પણ બીજો શાક્ષી આપી શાબીત કરી આપતા નથી, તેથી સતંદર બનાવટ છે એમ સાબીત થાય છે.

શામલાલ જણાવે છે કે રૂપાળી રાતના લઢીને નાશી ગઇ હતી, પણ એમ સાબીત નથી કરી આપતો કે તેણી માધવલાલને ઘેરજ ગઇ હતી. તેથી તેના ઉપર પણ ભરોસો રાખવો યોગ્ય લાગતો નથી, કારણ કે ઘરની

તકરારથી માણસો ગમે તેવી ખોટી શાક્ષી પુરી શકે.

રૂપાળી જણાવે છે કે મને ઘરમાંથી કાઢી મુકી હતી અને રસ્તામાંથી પોલીસના શીપાઇઓ પકડી ગયા હતાં, તેમજ માધવલાલને પણ પોલીસનો શીપાઇ ઊત્રમાં ફોજદારનું ખોટું નામ દઇ બોલાવી લઇ ગયો હતો, જેથી ખુલ્લે ખુલ્લુ માલમ પડે છે કે આમાં કાંઇ પણ ટૂંચરી હોવી જોઇએ. વળી મી. મણીલાલ ચોરીનો માલ સંઘર્યાનો જે ગુનો મુકે છે તે તદન ખોટો છે, કોરટમાં રજુ કરેલા દાગીના ફક્ત રૂપાળીને પેહેરવાનાજ માલમ પડે છે, અને શામલાલે પણ અરજીમાં જણાવેલું છે કે પેહેરેલા દાગીના લઇ નાશી ગએલી છે, તો તે દાગીના કાંઇ ચોરીના કેહેવાશે નહીં, જો કે તે દાગીના ચોરીના નથી અને મારા અશીલ સાથે રૂપાળીને કાંઇ સબંધ નથી તો તે પણ ગુનાનો જુવાબદાર મારો અશીલ થતો નથી.

માધવલાલ કદાચ શામલાલને ઘેર તેના બાપ છતાં અવારનવાર જતો આવતો હશે. પરંતુ તે ઉપરથી એમ નહીં કહી શકાશે કે ખરાબ ચાલનો છે, માટે જણાવવાને રજા લઉછું કે એક એજયુકેટેડ માણસ આવા ખરાબ કામમાં ઉભા રેહેવા ઈચ્છા કરે નહીં, અને જે કામ થએલું છે. તે અદાવતથીજ થએલું છે માટે નામદાર કોરટને અરજ ગુજારૂ છું કે મારા અશીલને ફોજદારી કાયદાના વોલ્યમ ત્રીજાંની કલમ ત્રણસો સાડીએતાલીસનો કુલ લાભ ૨૯ કરી તેજ વોલ્યમમાં લખેલી કલમ ત્રણસો સાડી ગમ્મતાલીસનો લાભ આપી છોડી મુકવો જોઇએ.

બંને તરફના ભાષણો સાંભળી રહ્યા બાદ માજીસ્ટ્રેટ મી. હાવકોપ સાહેબે જજમેન્ટ લખી નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું.

## "માજીસ્ટ્રેટ મી. હાથકોપે આપેલું જજમેન્ટ"

સીટી માજીસ્ટ્રેટ સાહેબની કોરટ. } આજ તા. ૩૧-૩-૮૦ "નૌત્તમપુરી."

જે ત્હોમતદારોને કોરટના પાંજરામાં ઉભા કરવામાં આવેલા છે, તેઓના બચાવમાં જે પુરાવા આપવામાં આવેલા છે, તે તે તથા ફરીઆદીએ જે પુરાવો આપેલોછે, તે તથા તેમના વકીલોએ ભાષણો આપી જે મત જણાવેલા છે, તે સર્વે ધ્યાનમાં લઇ કોરટ તેમને હુકમ ફરમાવે છે કે

નંબર પેહેલાની ત્હોમતદાર રૂપાળી રાતના ઘરમાંથી નાશી ગઈ તે વાત ખરી માલમ પડે છે, ને તે માધવલાલનાજ ઘરમાં ગએલી તે તેના ધણી શામલાલની જુબાની ઉપરથી સાબીત થાય છે, માધવલાલ એક એજ્યુકેટેડ મેન છે, ને તે નોકરીનો સારો ઓદ્દો ધરાવે છે તે ખરી વાત છે, પરંતુ તે ઉપરથી સારી ચાલનો છે તેમ કહી શકાશે નહીં, કોઇ પણ પુરૂષ પોતાની બૈરીની સારી ચાલ હશે તો હાથે કરી હળવી પાડી ફજેતી કરાવવા કદી માગશે નહીં, પરંતુ કુલક્ષણી સ્ત્રીઓના પતિ કંટાળીને ઝાહેરમાં ખરેખરી બીના જણાવવાને જરાએ આંચકો ખાતા નથી, જેથી શામલાલે જે જુબાની આપી છે તે ઉપર હું પુર્ણ ભરૂસો રાખું છું.

રૂપાળી જે દાગીના લઇ નાશી ગઇ છે, તે દાગીના તપાસ કરતાં તેના અંગનાજ માલમ પડે છે, તેથી તે સ્ત્રીધન છે માટે ચોરીનો ગુનો સાબીત થતો નથી. વળી પોલીસના શીપાઈઓની તાકાત નથી કે અરધી રાતના એક આબરૂદારના ઘેર જઇ મેરવર્તુણુંકથી વર્તી તેને ઘરમાંથી બ્હાર લાવી કેદ કરે, પરંતુ તેણીના ધણી શામ-

લાએ ખાતરી પૂર્વક પોલીસને બાતમી આપેલી હતી કે તેણી નાશીને ડાયમન્ડ બેન્કના સુરતી કાયત કલાર્કને ત્યાંજ ગઇ હોવી જોઇએ, ને તે શક ઉપરથી પોલીસના માણસોએ તે બંનેને તેજ ઘરમાંથી પકડેલા છે તેથી ખુલી રીતે ગુનો સાબીત થાય છે.

ત્હોમતદારોએ જે જુબાની આપેલી છે, તે તદન ખોટી અને પોતાના બચાવ માટે આપેલી છે, માટે તે જુબાની તદન નાપાયાદાર ને અવિશ્વાસ રાખવા લાયકની છે, જેથી તેમની જુબાની ઊપર જરા પણ ભરૂસો રાખવામાં આવતો નથી.

ઝડતીમાં આવેલું ઘરેણું કોરટ નંબર પેહેલાની ત્હોમતદાર રૂપાળીબા સ્વાધીન કરવા હુકમ કરે છે, અને ચોરીના ગુન્હા માટે બંનેને નિર્દોષ ઠરાવે છે, પરંતુ છીનાળાના ગુન્હા માટે જોઇતો પુરાવો મળી આવ્યો નથી, તોપણ શક ઉપરથી નામદાર સરકારની કોરટ હવે પછી તેમની ચાલ સુધારવાને માટે ફોજદારી કાયદાના વોલ્યમ ત્રીજાની કલમ ત્રણુસો પુણીત્રેતાળી મુજબ તેમના ઉપર રેહેમ નજર રાખી, એકાવન એકાવન રૂપીઆનો ડંડ અગર ડંડ ના આપે તો એક એક માસના સખ્ત કેદખાનાની સજા ફરમાવવા હુકમ કરે છે.

હુકમ સાંભળતા વારજ લોકોમાં સોર મચી રહ્યો, માજીસ્ટ્રેટ સાહેબ ઉઠીને ચેમ્બરમાં ગયા, ને બંને ત્હોતદારોને શીપાઇઓ પાંજરામાંથી કાઢીને બ્હાર લઇ ગયા, લોકો એક પછી એક વાતો કરતા વેરાઇ ગયા અને શામલાલ પણ ચુપચુપ પોતાના ઘર તરફ ચાલતો થયો, માધવલાલે અંદર જઇ કરેલા ડંડ બદલ તરતજ ખીસ્સામાંથી એક સો રૂપીઆની નોટ કાઢી શીરેસ્તેદારના મોં આગળ રજુ કરી અને બાકીના રૂપીઆ પાછા લઇ તે પણ ત્યાંથી પ-

સાર થઈ ગયો, રૂપાળીની વતી કાઇએ દંડ ભર્યો નહીં તેથી સાંજ પડતા સુધી પોલીસે તેમના કબજામાં રાખી કોરટના બ્હાર બેસારી મુકી હતી, તેટલામાં તેનામાં બાપને કોઇએ ખબર પોચાડવાથી પરભાર્યા પોતાના કોઇ માણુસને દંડ ભરવા મોકલી રૂપાળીને છોડાવી ઘેર લાવ્યા. પછી તેણીને આવી ખરાબ ચાલ માટે તેના માબાપે ઘણા વચનોના ડાંગ દીધાં, અને તેની મોહોટી ભોજાઇએ તો ઘણા મેણા માર્યા જેથી તે દીવસે તો તેણીએ નીચું મોંઢુ રાખી સર્વે સુણયાંજ કીધું.

---

## પ્રકરણ ૧૦ મું.

### "રૂપાળી સાસરે આવી, લોકો સાથે લઢી પાછી પીયર ગઇ."

બીજા દીવસનો પ્રભાત થયો કે તરતજ રૂપાળીના બાપે તેણીને સાસરે જવાનું કહ્યું. પરંતુ રૂપાળીએ, માંથામાં વાગે એવી સાફ ના પાડી કહ્યું તમો મારી નાખશો તોપણ હું તેને ઘેર જવાની નથી. તેથી અડભંગશા એ તથા તેની માં અમથીએ સારી પેઠે સમજાવીને કહ્યું કે, જો તું હવે પછી ત્યાં નહીં જાયનો તારો પગ ત્યાં જવાને ભારે થઇ પડશે, અને પછીથી તે તને ઘરમાં પેસવા દેશે નહીં, વળી કદાચ બીજી બૈરી કરશે તો તારો જન્મારો ધુળ મળી જશે. હું તારી સાથે માણુસ મુકવા મોકલુ છું તે તને ઘરમાં મુકી જશે, તને અંદર જવા ના દેતો પણ પરાણે ઘરમાં પ્રવેશ કરજે પછી કાંઈ તને અડચણ પડશે નહીં, તેમ છતાં જો તને મારફાડ કરે ને અંદર પેસવા દે નહીં તો આપડા માણુસ સાથે પાછી આવજે પછી તે ટોકુશાને જોઇ લેઈશું?

આ પ્રમાણે રૂપાળીને સમજાવી પોતાના એક સગા સાથે શામલાલને ત્યાં વીદાય કીધી, અહીંયા શામલાલે પોતાના માણસોને સખ્ત હુકમ કરી રાખ્યો હતો કે તેની બૈરી રૂપાળી અણચીંતી ઘરમાં પેસવા આવે તો સાવચેત રેહેવું ને અંદર ઘુસવા દેવી નહીં, તેથી શામલાલના માણસો સવારથીજ બ્હારના ઓટલા ઉપરજ બેશી રહ્યા હતાં, તેટલામા રૂપાળી તેના સગા સાથે ત્યાં આવી પહોંચી અને અંદર પેસવા જાયછે. તેવીજ બેઠેલા માણસોએ અંદર જતી અટકાવી બ્હારજ ઉભી રાખી.

રૂપાળીએ ઘરમાં જવા ધાંધલ કરવા માંડયું અને ધુમરાણ કરી ઓટલાના પગથીઆ વચ્ચે જઇ બેઠી, આ ધગાધીંગ સાંભળી શામલાલ મેડા ઉપરથી તરતજ નિચે આવ્યો અને બેઠેલી રૂપાળીને એક લાત મારી હડશેલી પાડી ક્રોધાંધ થઇ બોલ્યો.

શામલાલ—રાંડ કમજાત તું કોના ઘરમાં પેસવા માંગેછે, જ્યા તારા માટીનું ઘર હોય ત્યાં જા.

રૂપાળી—જાય ક્યાં મારી નાખીશ તોપણ હુ હયાંથી જવાની નથી.

શામલાલ—રાંડ કાળામોંની તારૂ શું ડાચું દેખાડવા અહીં આવી છું; લાજ હોય તો ઢાંકણીમાં પાણી લઇ ડુબી મરનામ જાદી તેં તો તારા માબાપનું કુળ બોળ્યું?

રૂપાળી—રડયા ઘરમાં ન્હોતી ઘાલવી તો પર્ણીને શું કરવા લાવ્યો હતો.

શામલાલ—કુળટા હું તારાં આવા કુલક્ષણ જાણતો ન્હોતો કે તું આવી નામજાદી નીકળીશ.

રૂપાળી—રોયા નામજાદી તારી માવરો કયારે ન્હોતી, પગ તળે બળે છે તેતો તપાસ પછી મને કેહેવા આવજે.

શામલાલ—ચંડાળ તારૂં કાળુ કરી અહીંયાથી ઉઠે છે કે નહીં, નહીતો અડદાળો કાઢી નાખીશ.

રૂપાળી—માર જોણી રડયા, તારા હાથેથીજ ગરવું છે ઘરમાં ઘાલીશ કે ખરચ આપીશ તોજ અાંથી ઉઠવાનીછું.

શામલાલ—ઘરમાં તો રાખવાની કયાંછે પણ રંડા ખરચને માટે પણ તારા કપાળમાં દમા લવારના ઘરના ડાહાગ દેવાના છે સમજી,

રૂપાળી—ડાહાગ તો તારા વાંશેસરી હોય તેને આ- પ્ય સમજ્યો ? આ સાંભળી શામલાલનો મીજાજ હદપાર ગયો ને રૂપાળીનો હાથ પકડી પાંચ દસ કદમ દુર ખેંચી જઇ ખુબ આદાપાક આપ્યો. રૂપાળીએ ચીસાચીસ કરી મુકી તેથી લોકો ભેગા થઈ ગયા, ને વચમાં પડી રૂપાળીને મારથી મુકાવી તેણીને ઘરમા ઘાલવા માટે શામલાલને સમજાવવા લાગ્યા પણ શામલાલ એકનો બે થયો નહીં, રૂપાળીએ છાજીઆ લેવા માંડયા અને મોટા ઘાંટે મોં વાળી રડારોળ કરી આખો મેહેલ્લો ગજાવી મુકયો. આ ખુમરાણ સાંભળી મેહેલ્લામાંથી કેટલાંક સ્ત્રી પુરૂષો દો- ડતાં ત્યાં આવ્યા, અને સ્ત્રીઓ તો અરસપરસ તાળી પાડી મોટાં ઘાંટા કાઢી લાંબા લાંબા હાથના ચાળા કરી વાતો કરવા મંડી પડી.

શીવગંગા—અલી શણગાર જોયું કે ? આ તો રૂ- પાળી શેઠાણી ઘરમાં પેસવા આવ્યા જણાય છે ?

શણગાર—હા અલી જો તો ખરી રાંડ ખુલ્લું માથું મુકી બેફાટ બોલે છે તે.

ચંચળ—રાંડ કબાચણને શું ? "જેને મુકી લાજ તેને ન્હાનું સરખું રાજ" રાંડને લાજ હોય તો ફરી મોં પણ દેખાડે ?

શીવગંગા—મારી બાઇ નીકળી ગઇ તેને લાજ શાની હવે ભર બજારમાં બેસવાનું બાકી રહ્યું છે.

ચંચળ—અલી બ્હેન જોને ? લોક લાજથી પણ ડરે છે, હાય હાય જાણે આતો એક માતેલો આખલો.

શણગાર—અલી ચંચળ શામલાલ આ બધું જાણતો નહીં હોય તે ફરંદીને આટલી બધી ફાટવા દીધી હશે?

ચંચળ—જાણે બધુએ પણ કરે શું ? ભુંડાથી ભુત નાશે ધણી બિચારો અલ્લાની ગાવડી છે, આતો પાપનો ઘડો બહુ દીવસથી ભરાએલો તે સાથે લાગ્યો ફુટયો.

શીવગંગા—અલી શણગાર, હવે જો શામલાલે એને ઘરમા ઘાલી તો નક્કી સમજજે કે સુવાડીજ દીધો.

શણગાર—મારી બાઇ હવે તો ઘરમાં ઘલાયજ કેમ. ઘરમાં ઘાલી કે આ વકરેલી વાઘણ જીવતો પણ રેહેવા દે એમ જાણે છે, આનો કાઢીછે તે કાઢી છે ફરી ઘરમાં પેસવા નહીં દેતો સુખી થશે, નહીં તો શામલાલના પણ ઝવેરશાની પેઠે હાલહવાલ થવાનાજ ?

ચંચળ—અરે બીજી પરણવા માંગશે તો કયાં ગામમાં ગળતી નથી. પાંચહજાર ખરચ થશે હવે તો ગાંડો હોય તે ઘરમાં ઘાલે;

આવાં વચન સાંભળતાજ રૂપાળી ચંચળ તરફ ધશી આવી અને વચનોનો વરસાદ વરસાવા લાગી.

રૂપાળી—મારી લાડવાઇ શોકયો તમારી આંખમાં ના ખમાંતું હોય તો મારા ન્હાના માટીનું ઘર માંડવા આવો.

ચંચળ—મેર રાંડ નાતરાખળી, અમે કયારે તારૂં નામ દેવા આવીએ છીએ તે કુતરાની માફક બાઝવા આવે છે.

રૂપાળી—રાંડો ત્રયણે જણીએ લાંબા લાંબા હાથના ચાળા કરી કીયા તમારા માટીને સંભળાવવા આવીઓ છો?

તમે સારીઓ છો તે હું સારી પેઠે સમજુ છું. જુવો રાંડો પારકે દુઃખે પેટ બાળવા આવીઓ છે.

ચંચળ—અલી નામજાદી નવા નવા માટી કરે છે તે તો નવાંધી જણાય છે. હજી ગઇકાલનું પગ તળે બળે છે તે તો સંભાળ. લે, લે, સતી હતી તો માટીએ ઘરમાં ઘાલી હશે ને?

રૂપાળી—ચુડા ભાગીઓ તમારા ભાઇ બાપ મરે મંને કઢાવીને મારા માટીનું ઘર માડવા આવજો.

શણગાર—મારી ન્હાની સાસુ ચુડા ભાગ્યતારી માંમાશીના સમજી રાંડ કરબાતણુ વધારે જીભ કાઢીતો બોંપ ભેગીજ કરી નાખીશ.

બહુ બોલંબોલાથી છેવટ મારા મારી ઉપર વાત ગઇ. સામસામી ઝટીઆં ખેંચવા લાગીઓ અને એક મેકના સાલ્લા ચીરી નાખ્યાં, લોકો વચમાં પડયા ને ચારેને વઢતાં છુટા કર્યાં, ભેગેલાની બીજી સ્ત્રીઓએ ત્રણેને ખુબ ઠપકો આપી ઘર તરફ વીદાય કીધી, અને રૂપાળીને સમજાવી કહ્યું કે હાલ તું તારા પીયર પાછી જા; પછી સૌ સારા વાના થઇ રેહેશે, હમણાના તાજા બનાવથી શામલાલ તને ઘરમાં ઘાલવાનો નથી ને અગથું થુંક ઉરાડવું તે નકામું છે. વળી વધારે બોલીસ તો દેવતામાં ઘી હોમવા જેવું થશે, માટે સમજુ હોય તો તું તારે આવી છે તેમ તારા પીયર પાછી ચાલી જા, પાછળથી થંડુ પડશે ત્યારે શામલાલ તેની મેળેજ તને બોલાવી ઘરમાં ઘાલશે.

આવી રીતના લોકોના જુવાબથી રૂપાળી શાંત પડી અને બડબડતી બડબડતી જેવી આવી હતી તેવીજ પોતાના સગા સાથે પીયર ભણી પાછી વળી.

# પ્રકરણ ૧૧ મું.

## શામલાલ બીજી પરણ્યો, અને રૂપાળીની ખરચ માટે કોરટમાં ફરીયાદ.

આજકાલ કરતાં એક વરષ વીતી ગયું, સર્વ વાત વિસારે પડી રૂપાળી પણ ફરીથી શામલાલને ત્યાં આવી નહીં તેમ શામલાલે પણ તેણીને ઘેર તેડી નહીં.

હવે શામલાલને ઘરમાં માણુસ વગર ઘણી અડચણુ પડવા લાગી કારણુ કે બૈરાં વગર ઘરનો કારભાર ઉપાડી લે તેમ કોઇ હતું નહીં, પોતે દુકાને જાય તો ઘર ઘરના માણુસોના સ્વાધીન કરી જવું પડતું હતું, તેથી તેઓ પણ પોતપોતાને ફાવતું આવતુ તેવી વર્તણુકથી ચાલતા હતાં, જેથી ઘરમાં પણ ભારે નુકશાન થવા લાગ્યું, પોતે બીજી બૈરી કરવા ઘણાએ વીચાર કરતો પરંતુ બાપની શીખામણ યાદ લાવી વારંવાર મનને મારી રાખી વિચારના વમળમાં ગોથાં ખાતો હતો કે મારા પીતાએ બીજી બૈરી પરણવા કેમ ના પાડી હશે? શું કારણુ હશે? કાંઇ પણુ કારણુ હોવું જોઇએ નહીં તો મારા પીતા મરતી વખતે મને આવી શીખામણુ આપી જાય નહીં, કેહેવત છે કે "ઘરડાનું કહ્યું ન માને તો ખત્તા ખાય" માટે મારે પણુ મારા પીતાનુ વચન માન્ય રાખવું જોઇએ, એવા વિચારમાંને વિચારમાં ઘણા દીવસ દુઃખે સુખે વ્યતિત કીધાં.

શામલાલને તેના સગાવા'લા તથા મિત્ર મંડળ વિગેરે ઘણી વખત સમજાવતા કે ભાઇ હવે તુ બીજી બૈરી કર, આ બૈરી હવે તારૂ ઘર માંડે તેમ અમોને લાગતું નથી, તેમજ તેણીને ઘરમાં ઘાલવાથી જીવનું જોખમ કરે તેવો ભય

ઉત્પન્ન થાય છે, માટે હવે જો અમારૂં કહ્યું માન્ય રાખ્ય, અને કોઇ સદ્ગુણી અને વિવેકી સ્ત્રી શોધી કાઢી તેની સાથે લગ્ન કર જેથી ઘરનું બારણું તો ઉઘાડું રેહે. ?

આથી શામલાલનું ચિત્ત તે તરફ દોરાયું, ને તેના સગાના મોં આગળ બીજી બૈરી કરવાને હા પાડી, જેથી તેના સગાઓએ એક કુળવાન ગ્રહસ્થનું ઘર શોધી કાઢી તેની પંદર સોળ વરસની દીકરી નામે ગુલાબ સાથે શામલાલનુ સગપણ નક્કી કર્યું, અને લગ્ન પણ તરતજ કરી દીધું આ લગ્નમાં તો રૂપીઆનો રોળાજ વળી ગયો હતો, જેમ નાગરમાં ગાગર રૂપીઆ ભરે તો કન્યા વરે તેમ આ લાડશ્રીમાળીની નાતમાં પણ કન્યાની અછતને લીધે તેમ ચાલતું હતું.

આથી શામલાલના ઘરમાંથી પણ લગ્ન સબંધી કામમાં રૂપીઆ પાંચ સાતહજારના આસરે નિકળી ગયા હતા, વળીસોનાના સટ્ટામાં તથા શેર સટ્ટામાં રૂપીઆ વીસપચીસહજાર ગુમાવી બેઠો હતો, જેથી રોકડા પરચુરણ શેરો તથા પ્રોમેસરી નોટો વીગેરે શામલાલ સુવેળાથીજ સફા કરી બેઠો હતો. આ વખત ફક્ત તેની પાસે ડાયમન્ડબેન્કના ચાલીસહજારના ચાર નોટ તથા પરચુરણ ઘરાણું, અને પોતે રહેતો હતો તે એક મકાન શીવાય કશુ જોવામાં આવતું ન્હોતું.

ગુલાબવહુને પરણી લાવે દસબાર માસ થવા આવ્યાં તેટલામાં તેણીને શ્રીમંત રહ્યું ને નવ માસ પૂર્ણ થએ તેને એક કાંતીમય પુત્રનો જન્મ આપ્યો. આથી શામલાલના સુખમાં વધારો થયો, અને પુત્ર દીનપર દીન ઉછરી મોહોટો થવા લાગ્યો, જેથી બંને સ્ત્રી પુરૂષ પુત્રનું સુખ જોઇ હમેશા આનંદમાં દીવસ ગુજાર-

વા લાગ્યાં, એક દીવસ બપોરના બાર વાગતા દંપ-તિ મેડાના છજામાં બેશી હાસ્ય વિનોદ કરતાં હતાં, અને ન્હાનો પુત્ર સુંદરલાલ પાસેની ગાદી ઉપર પડી ન્હાના કુરકુરીઆની ગાદ્દક બાવીતરોને જોઇ ગોટીલા ખાઇ ગેલ કરતો હતો, તેટલામાં પોલીસના એક શીપાઇએ નીચેથી બુમ મારી શામલાલ શેઠ ઘરમાં છે કે? શામલાલ સાદ સાંભળતાને વાર બારીએ આવી જુવે છે તો સરકારનાએક શીપાઇને હાથમાં કાગળીઓ લઇ ઊભો રહેલો દીઠો કે તરતજ શામલાલ તેને પુછવા લાગ્યો.

શામલાલ—જમાદાર સાહેબ અમારી કયા જરૂરછે,

શીપાઇ—તુમારા નામકી શામલાલ હે?

શામલાલ—હા મારૂં નામજ શામલાલ છે.

શીપાઇ—તો હજરત, આપ કે ઉપર માજીસ્ટ્રેટ સાહેબને સમન નિકાલાહે સો લીજીએ ઓર કલ બડીફજરમેવાં કોરટમાં હાજર હોના ઓર એ સમન્સકી નક્કલ લેલો ફીર એ કાગજકી અંદર સમન્સ પહોંચનેકી સહી કરદો,

શામલાલ—જમાદાર અમારા ઉપર સમન શાનો, અમે કાંઇ સરકારનો ગુનો કર્યો નથી તે અમારા ઉપર ફરીયાદ હોય?

શીપાઇ—વોતો કયા માલુમ મગર કોઇ રૂપાળી કરકે ઓરતકે ઊને તમારી ઊપર ફરીયાદ કીહે.

શામલાલ—કાયકી ફરીયાદ હે વો તુમેરેકુ માલમ હે,

શીપાઇ—હમકુ કયા માલુમ નાહક શીર ફીરાતેહો, [illegible] ઓર વોજાનો, હમસે પડપુછ કરનેકી કયાં જરૂરહે, જલ્દી એકાજપર સહી કરદો હજીતો [illegible] જાવાનું છે,

શામલાલ—અચ્છા અચ્છાં જમાદાર સાહેબ લાવો સ-હી કરદઊં! શામલાલ નિચે આવ્યો ને સમન લઇ કાગળમાં સહી કરી આપી કે તરત શીપાઈ સહી લઇ ચાલતો થયો, શીપાઇના ગયા પછી ગુલાબવહુએ પુછ્યું સ્વામીનાથ સમનમાં શું લખેલું છે. તેથી શામલાલે સમનના નકલ વાંચી ગુલાબ વહુને વાકેફ કરી કે તમારી શોકય રૂપાળીએ સરકારમાં ધાન લુગડાંની આપણા ઊપર ફરીયાદ કરી છે તેથી આવતે કાલ સવારમાં માજીસ્ટ્રેટ સાહેબની કચેરીમાં હાજર થઇ જવાબ આપવા સરકાર તરફથી આ સમન્સ કાઢવામાં આવેલો છે, ગુલાબે પુછ્યું—સ્વામીનાથ તેનું શું થશે? તેના ઉત-રમાં શામલાલે જણાવ્યું કે તેની તારે કાંઇ ચિંતા કરવી નહીં, સરકાર ખરચ અપાવશે તો આપણે તેને આપવા તે-યાર છીએ ગુલાબે કહ્યું—પણ ધોળજારી ઘરમાં આવવા માગ-શે તો પછી શું કેહેવાના હતા?

શામલાલ બોલ્યો—એ વાત બનવી ઘણી મુશ્કેલ છે. સરકાર કાંઇ તેની ચાલ ચલગતથી અજાણી નહી રહે કે એ-કદમ તેણીને ઘરમાં લઇ જવાનો હુકમ કરે? ગુલાબ કહે તે તેમ કરશે તો શું કરવાના હતાં, કાંઇ સરકારને ના પડાય તેમ છે કે નહીં લઇ જાઉં, શામલાલે જુવાબ આપ્યો—એતો હું બધુંએ સરકારને ઝાહેર કરીશ કે સાહેબ તે ખ-રાબ ચાલની છે માટે હું ઘરમાં ઘાલવાનો નથી. કદાચ મને ઝેર દેઇ મારી નાખે તો હું શું કરૂં, ગુલાબ બોલી—પણ જોજો હો, એને ઘરમાં ઘાલવાની તો વાતજ કરશો ના ઘરમાં આવી તો એમજ જાણજો કે મેં મારાં નતાં કરી નાખશે.

શામલાલ બોલ્યો—અરે તું બેઠી બેઠી જોયા તો કર

પ્રભુ કરશે તો તે વખતજ આવવા ઇચ્છશ નહીં, આપણને વાંકુ કાઢતા ક્યાં વાર છે, એમ વાતો કરતાં કરતાં વખત વીતી ગયો ને સાંજ પડવાનો સમય થવા આવ્યો તેથી બન્ને જણા જમવા ઊઠયાં, જમી રહ્યાબાદ શામળલાલ કપડા પેહેરી એક હુંશીયાર વકીલને ઘેર ગયો, ત્યાં તેને સર્વ બિના સમજાવી દસ રૂપીઆનું નોટ ફી બદલ આપી વકીલાત નામું લખી આપી સવારના માજીસ્ત્રેટની કોરટમાં હાજર થવાનું કહી પોતાના મકાન તરફ પાછો વળ્યો.

શામળલાલ મોડીરાત સુધી કાલે કોરટમાં શું જવાબ આપવો એમ વિચારમાં ને વિચારમાં જાગતો હતો તે વખતે ગુલાબવહુ તેમ ફેવારની અંદરના ઓરડામાં સુંદરને લઇ સુઇ રહી હતી, શામળલાલને પણ ઊંઘ નહીં આવવાથી વચલા દીવાનખાનાની ગાદી ઉપર આમ તેમ આળોટી રહ્યો હતો, બાદ કેટલીકવારે ઊંઘનો એક ગલ્લો એવા તો જોરમાં ચઢી આવ્યો કે તુરતજ કુંભકરણની માફક નશ્કોરાં બોલાવવા લાગ્યો! પ્રાઃતસકાળ થયો કે તરત શામળલાલે શૈયામાંથી ઊઠી દંતધાવન કરી ઠંડા પાણીએ નાહીને પોતાનું ખટકર્મ કરી લીધું. બાદ પોતાની સ્ત્રી ગુલાબને કોરટમાં જાઉછું એમ કહી ઝટ પોતે કોરટ ભણી ચાલતો થયો, આ વખતે સવારના સાત વાગ્યાનો અમલ થવા આવ્યો હતો, ફરીઆદણ રૂપાળી પણ તે વખતે તેના વકીલ સાથે કોરટમાં હાજર થઇ હતી સવારની કોરટ હતી તોપણ લોકોની ઠઠ બારે ભેગી થઇ હતી, શામળલાલ કોરટમાં આવ્યો અને પોતાના વકીલને મળી સર્વે બીના ફરીથી સમજાવી ખુરશી પર જઇ બેઠો.

બરોબર આઠ વાગ્યાના અમલે માજીસ્ત્રેટ સાહેબ ખુ-

રજીમાંથી કચેરીમાં આવ્યા અને સહુની સલામ લઇ ન્યાયાસનપર બેઠાં. શરૂવાતમાંજ શીરસ્તેદારે રૂપાળીવાળો કેસ માજીસ્ટ્રેટ સાહેબના મેજ ઉપર રજુ કર્યો, સાહેબે તે હાથમાં લઇ વાંચી જોયો ને વાદી પ્રતીવાદીને અંદર બોલાવવા શીપાઇને હુકમ કર્યો.

શીપાઇએ બુમ મારી કે બંનેના વકીલો હાજર છીએ એમ કહી કોરટમાં ઉભા થયા, અને વાદી પ્રતીવાદી પણ પોતપોતાના વકીલો પાસે જઇ ઊભા રહ્યાં. પ્રથમ માજીસ્ટ્રેટ સાહેબે ફરીઆદણના વકીલ મી. મેળાપચંદને પુછ્યું તમારે શી તકરારછે તે કોરટ રૂબરૂ કહી જવી, જેથી મી. મેળાપચંદે ફરીઆદણ રૂપાળી તરફથી નિચેની બીના ઝાહેર કરી.

## "વાદીના વકીલ મી. મેળાપચંદનું ભાષણ."

હું નામદાર કોરટને મારી અસીલ બાઇ રૂપાળી તરફથી અરજ ગુજારૂં છું કે તેણી એક ખાનદાનની દીકરી થાયછે, અને કેટલાંક વરષ ઉપર તેણી પ્રતીવાદી શામલાલ કે જેઓ આ વખતે કોરટમાં હાજરછે, તેમની સાથે હીંદુશાસ્ત્ર પ્રમાણે પરણી હતી, જેથી કરીને ખરી રીતે તેને ખાવીંદ તરીકે ગણવામાં આવેછે.

હાલમાં તેને હીંદુશાસ્ત્રનો આકટ તોડી તેણીને ઘરમાંથી બ્હાર કાઢી મુકીછે, ફરીયાદણ ઘણી વખત તેના ઘરમાં જવા માગતી હતી પરંતુ તેને ઘરની અંદર નહી પેસવા દેતાં, મારફાડ કરી તેણીને પીયર કાઢી મુકતો હતો, ફરીઆદણે ઘણા દીવસ સુધી ઘરમાં જવાને વાટ જોઇ, તેમ તેના ઘણા સગાવા'લા સાથે ઘરમાં ઘાલવા કહેરાવ્યું, પરંતુ જરાપણ દાદ દીધી નહીં, વળી પાછળથી તેને બીજી બૈરી કરીછે તેથી હવે ઘરમાં ઘાલવાનો બીલકુલ સંભવ રે-

હેતો નથી માટે નામદાર કોરટને અરજ કરૂં છું કે તેણીને ભરણ પોષણ માટે પ્રતીવાદી પાસેથી દરમાસે રૂપૈઆ પચીસ પ્રમાણે પગાર લેવા હુકમનામુ કરી આપવું, અગર તેણીને મારફાડ નહી કરવાના જામીન આપી પોતાના ઘેર લઇ જવા હુકમ કરવાને સાહેબ ધણી છો!

ફરીયાદણના વકીલનું ભાષણ સાંભળી માજીસ્ટ્રેટ સાહેબે પ્રતીવાદી શામલાલના વકીલ મી. મોતીલાલને પુછયું-તેથી મોતીલાલે કોરટને અરજ કરી કહ્યું. તમારે તમારા અશીલ તરફથી શું જાહેર કરવાનું છે તે કોરટને કહી સંભળાવવું.

"પ્રતીવાદીના વકીલ મી મોતીલાલનું ભાષણ"

હું નામદાર કોરટને મારા અશીલ તરફથી જણાવવાને રજા લઉં છું કે ફરીયાદણ રૂપાળી તેની ખરેખરી આ થાય છે-તેમાં હું કાંઇપણ વાંધો લેતો નથી પરંતુ તેણી ઘણી ખરાબ ચાલની છે, અને તારીખ. ૩૦-૩-૮૦ ના રોજની બીનાથી કોરટ જાણીતી છે, જેથી પ્રતીવાદીને તેણીને ઘરમાં ઘાલતાં પોતાના જાનમાલ સંભાળવાની ઘણી ધારતી રેહેછે, માટે ફરીયાદણને ઘરમાં નહીં ઘલાવતાં નામદાર કોરટ તેણીની ચાલચલગત જોઇ જે કાંઇ ખરચ અપાવવા માંગશે તે પ્રમાણે આપવા મારો અશીલ કબુલ કરે છે.

માજીસ્ટ્રેટ-વેલ, શામલાલ તેણીને ઘરમાં ઘાલતાં તમને અડચણ છે?

શામલાલ—નામદાર તેણીની ચાલ બીલકુલ ખરાબ છે, ને તેને ઘરમાં ઘાલવાથી અમને ઝેહેર ખવરાવી મારી નાખવાનો સંભવ રેહેછે, માટે સાહેબ મારી સ્થીતી જોઇ તેણીને ખરચ બાંધી આપો તે આપવા હું કબૂલ કરૂ છું.

માજીસ્ટ્રેટ—તમે ખરચ આપશો તે ખરી વાત છે, પરંતુ ખરચ આપી છુટી મુકવાથી સ્ત્રીઓ બેશીકરી થઇ જાયછે, અને અનિતીના ઉંડા કુવામા વગર અટકાવે ઉતરી પડે છે અને આગળ ઉપર સુધરવાનો સંભવ રેહેતો નથી માટે હું તમને ભલામણ કરૂં છું કે હાલ તેણીને તમારે ઘેર લઇ જવી, અને ત્યાં તેને નોંખી રાખી તેના ઉપર સારી રીતે દેખરેખ રાખી દુષ્ટ માણસોની સોબત કરવા દેવી નહીં.

શામલાલ—પણ સાહેબ અમને મારી નાખવાનો ઇલાજ કરે ત્યારે અમારે શું કરવું જીવનું જોખમ થાય ત્યાં જુવાબદાર કોણ?

માજીસ્ટ્રેટ—હું તેને સખ્ત હુકમ કરૂં છું કે તેણી ફરીથી તમારી સાથે ખરાબ વર્તણુકથી વર્તે નહીં, એમ છતાં જો જાણ્યામાં આવે તો તમારે તે વીશેની કોરટને અરજ કરવી જેથી કોરટ તેને જોઇતી શીક્ષા કરશે. શામલાલ સાહેબનો સ્વાલ સાંભળી સ્તબ્ધ થઇ ઉભો રહયો અને સાહેબે રૂપાળીને ટેબલ નજીક બોલાવી કહ્યું, કેમ તું તારા ધણીના ઘરમાં જવા ખુશી છે કે નહીં?

રૂપાળી—ના સાહેબ, મને તો મારી નાખશો તોપણ તેના ઘરમાં જવાની નથી; મારી મારીને મારા હાડકાં ખોખરા કરી નાંખ્યાછે, ઘરમાં પેસવા દેતો ન્હોતો તો પુરૂ ખાવાપીવાને પણ કયાંથી આપવાનો હતો?

માજીસ્ટ્રેટ—તું કેવી ચાલની છે તે હું સારી પેઠે જાણુંછું. આ કોરટમાં તું પ્રથમ આવી ગએલી છું તે મારી ધ્યાનમાં છે, માટે જા? ધણીના ઘરમાં પેશીને સારી ચાલથી ચાલ નહીં તો જેલખાનું જોવું પડશે, ખરચ આપવા તારો ધણી તૈયારછે, પરંતુ તારી નઠારી ચાલને લીધે

કોરટ તને ખરચ અપાવતી નથી અને ઘરમાં જવાનો હુકમ કરે છે.

રૂપાળી—સાહેબ મને મારી નાખશે એના જામીન લ્યો, તો હું ઘરમાં જાઉં.

મોજી—નહીં નહીં જામીન તારા અને તેના બંનેમાથી કોઈના લીધામાં આવશે નહીં, તને પેસવા નહી દેને હેરાન કરેતો, સાક્ષી રાખી કોરટને ફરી ફરીયાદ કરજે પછી કોરટની ધ્યાનમાં આવશે તેમ કરશે! ઉપર પ્રમાણે કોરટે સમજુતી આપી ફેસલો આપ્યો અને બંનેને કોરટમાંથી જવાને રજા આપી, કોરટમાંથી બંને જણા પોતપોતાના ઘર તરફ ગયા, શાગલાએ કોરટમાં બંનેની બનેલી હકીકત પોતની સ્ત્રી ગુલાબને કહીં સંભળાવી, જેથી ગુલાબને ઘણું દુખ થયું પણ કરેશું? સરકારે કરી આપ્યું તથા કોર્ટનું કાંઈ ડાહાપણ ચાલે નહીં તેથી મનમાં સમજીને જે થયું તે ખરૂં એમ બોલી પોતાના ઘર કામે વળગી, આણી તરફ રૂપાળી પણ પોતાના પીયર આવી અને કોરટમાં બંનેલી હકીકતથી પોતાના બાપને વાકેફ કર્યો અને મોં વાળી રડવા બેઠી.

અડબંગશાનો પીતો રૂપાળીને રડતી જોઈ એકદમ ઉંચો ચઢી આવ્યો અને ખુંખારીને બોલ્યો, કાંઈ નહીં બેટા ધીરજ રાખ્ય એ નગુણાવટીના દીકરા પાસેથીજ ખરચ લેવું. કોરટે ખરચ ના અપાવ્યું તો આપણી નાત કયાં મરી ગઈછે, આપડે તો એને ઘેર કાંણુ માંડવાએ જવું નથી, રૂપાળીની મા અમથી પાસેજ બેઠેલી હતી તે બોલી ઉઠી ત્યારે ચુડીઓ પેહેરી બેશી શું રહ્યા છો, જાઓ નાત ભેગી કરવા શેઠને ત્યાં અરજી આપો, અને નાત વચ્ચે બોલાવીને તોડુસાના દીકરા પાસેથી મોંમાં ખાસડા મારી ખરચ લ્યો, જુવો છો શું?

અડજાંગશા બોલ્યો ? અરે.આ ચાલ્યો શેઠને ત્યાં અરજી આપી આજને આજ નાત એકઠી કરંછું પછી જોકછું કે તે શું કરેછે; અડભંગશા ઉઠયો અને લુગડાં પેહેરી અરજી લખી તૈયાર કરી શેઠને ત્યાં આવ્યો શેઠ આ વખતે પગપર પગ ચડાવી ગાદી ઉપર બેશી તમાકુના ફાકડા લઈ રહ્યા હતાં તેગની પાસે જઇ અડભંગશાએ સલામ કરી શેઠને અરજી આપી, શેઠ અરજીનો સાર વાંચી, ગોરને બોલાવી હુકમ કર્યો કે આજ સાંજના સાત વાગતાં નાત એકઠી કરવાનીછે માટે સર્વે નાતીલાભાઇઓને ત્યાં જઇ ખબર દઇ આવકે સાંજના સાત વાગતા શેઠના તબેલે નાત એકઠી થવાની છે તેથી સર્વે ભાઇઓ તે અવસરે મુકામપર વહેલા પધારજો ગોર વારૂ કહી નોતરા દેવા ચાલ્યો ને અડજાંગશા શેઠની રજા લઇ ઘર તરફ વળ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

### "નાતે ખરચ તહીં અપાવતા, રૂપાળીને શામલાલના કબજામાં સોપવી"

સાયંકાલ થવા આવી અને સાત વાગ્યા એટલે નાતભાઈઓ એક પછી એક આવતાં ગયાં, થોડીવારમાં આખી નાત ભરાઇ ગઇ શામલાલ પણ આ વખત હાજર રહ્યો હતો. મોટા મોટા આગેવાન શેઠીઆ આવીને પોતપોતાની જગાપર જઇ બેઠાં એટલે પછીથી પરવારીને નગર શેઠ તબેલામાંથી બાહાર આવ્યા, અને ગાદીતકીએ અઢીંગુ દઇ બેઠા, બાંદ નાતને ફરમાવ્યું કે, જેને અરજ કરવી હોય તેને બેલાશક કરવાની છુટછે, તેથી પ્રથમજ "અડભંગશા ઉભો થયો ને બે હાથ જોડી નાતને અરજ કરી બોલ્યો ? સા-

હેબ મારી દીકરી રૂપાળીને તેનો ધણી શામલાલ કેટલાંક વરસ થયાં, ઘરમાં ઘાલતો નથી તેમ ખરચ પણ આપતો નથી ને બીજી બૈરી કરી બેઠોછે, મારી દીકરી ઘરમાં પેસવા જાય છે તે ધક્કા પાટુઓ મારી અહમુઇ કરી નાંખેછે ને ઘરમાં પેસવા દેતો નથી, માટે નાતે મળી મારી દીકરીને શામલાલ પાસેથી ધાન લુગડા માટે, ખરચ અપાવવા મેહેરબાની કરવી નહીંતો મારી દીકરી રૂપાળી તેનો જીવ આલશે તે અસ્રીહત્યા તમને લાગશે રે ભાઇઓ?

નમરશેઠ—જુઓ અડભંગશા, ટમે આટલા બઢા આકડા ન ઠઇએ એટા ઢીમે ઢીમે હજી ઠશે ને નેડના પાની નેડમાં જશે, કેમ કચડા શેઠ ખડુ કહુછું ને.

કચરાશા—હારટો; વડી ઉટાવડે આંબા પાકે ટેમ છે કે ટાડી લઇએ?

નગરશેઠ—એડે પન ચાડ ભાઇઓ હેંડો કને, ટવીશે ટબેલામાં જઇ જડા વચાડ કડીએ એમાં છું, મોટીશા ટમે હેંડોને જોડે કપુડશાને પન લ્યો એટા બઢાનો મટ પુછવો જોઇએ. ચારે જણા ઉઠયાં ને તબેલાની એક ઓરડીમાં પંચાત કરવા બેઠા ને માંહોમાંહે સલાહ લેવા લાગ્યા?

નગરશેઠ—કેમ કચડાશેઠ આનુ શું ધાદયું, જવાપ આપ્યા વગર કાંઇ રીઢીછે, સાલી હા નાટો કેવી. કડવું શુ?

કચરાશા—વડી કેહેવુંટુ શુંને કડવુંટુ શું? આપડે આપડે માંડે વીંટાલીને આપો કને, અડભંગશાની દીકડી આપડી કયાં અજાણીછે, ટ ખડચની પંચાટ કડીએ, કચેડીવાલાએ પન ખડચ અપાવ્યું નહીટો આપડે વઢયા? આપડેટો ફક્ત કડોકે, શામલાલ ટેને ઘડમાં ઘાલેને અડભંગશા ટેની દીકડીને સાસરે મોકલે એટલે ઠયું? પંચાઠ કડી ક્યાં, કેમ મેટીશા ટમારી સું ઢયાન છે?

મોતીસા—હાજી મારો પણ તેજ મત બેસેછે, હું તમારા મતને મળતો છું.

નગરશેઠ—કેમ કપુરશા ટમારો શું મટછે, ટે કહો? માડા સાબ જરી બોલટાએ નથી!

કપુરશા—સાહેબ મારો વચાર તો એમ થાય છે કે, તેમની પંચાતમાં પડવુંજ નહીં, પન છેવટે તમારા વચારને મળતો મારો વચાર આવેછે.

—ટારે ઠયું માડા સાબ, આપના ચાડે જણાનો અને નગરશેઠ સડખો મત આવવો જોઇએ, તો હવે ચાલો બાહાડ જમ ટગ ફડમાવી ડઇએ? એટલે નીરાંટ "ચારે જણા નક્કી કરી ઓરડીમાંથી બ્હાર આવ્યા, અને નગરશેઠે લગાર મોટો ઘાંટો કાઢી કહ્યું."

નગરશેઠ—શાગલાલ; ટમારા ઉપર તમારી ઘડવાળી રૂપાળી એહાન લુગડા વાસ્ટે નાટને અડજ કડીછે,માટે ટમરો ટેં વીશે નાટને શું જવાબ ડેવાનો છે?

શાગલાલ—સાહેબ તે કેવા ચાલની છે તેની નાત ના ભાઇઓને માહેતીછે, નાત મારા માથાની મુગત તરીકે છે, ગુનેગાર કોણછે તેનો તોલ કરી નાત જે હુકમ ફરમાવશે તે પ્રમાણે ચાલવા તૈયાર છું.

નગરશેઠ—એમટો બઢો વચાડ કડીનેજ ટોડ મુકેલો છે, કેમરે ભાઇઓ હકમ ફરમાવીએ છીએ, તમારે બઢાને કબુલ મંજુડછે?

"સર્વે નાતના ભાઇઓએ તરત હા પાડી ને નગર શેઠે હુકમ કર્યો."

નગરશેઠ—શાગલાલે પોતાની વહુને હાલમો-ઠોડા ડાહાડા ઘડમાં જુડી રાખી ખાવાપીવાનો બંઢોબસ્ટ કરી આપવો ને માડઝુડ કડવી નહીં, ટેમ અડમંગશાએ પન

પોટાની દીકરી રૂપાળીને શીખામણ દઈ શામલાલના ઘરે મોકલવી, શામલાલ તેને મારઝુડ કરીને ખાવાપીવાનું નહી આપતા કાઢી મુકે સાક્ષી રાખી, શરદકનું નાટમાં અડબંગશાએ ફુડીફુડી અરજ કરવી ટો નાત ટેવીશેનો આગળ ઉપર વધારે વચાડ કરશે, ઊપરના હકગને ઠામે બંને જના નહી ઠાયરા બંને જના નાટના ગુનેગાર ઠરશે, ને પાછળથી ટેમનું દાડવામાં આવશે? આવી રીતનો હુકમ ફરમાવી, શેઠ તો ઉઠીને તબેલામાં ચાલતા થયા અને નાતના ગાણુસો ગાંહોમાંહ વાતોએ વળગ્યાં?

દોલાશા—અરે ભાઇ હજી જુવો તો ખરાં, બંદોબસ્ત નહીં થાયતો કેટલાંક વેવીશાળ તડાકા બંધ તુટી જશે.

ડાહ્યાશાં—આ તેમ થશે તો ગરીબ બચારા પરનાતની પરણી લાવી ઘર માંડશે; કાંઇ છતે દીકરે નખોદ જવા દેશે? હાલતો "પોલું દેખે ત્યાં પેશી જા" એવું છે, પુછનાર કોણ છે?

દોલાશા—અરે ભાઇઓ હાલમાં તો કન્યાવાળાના દામ વધી પડ્યાં છે, સહુને બાગબંગલા વાડી હવેલીઓ ને ગાડી ઘોડા જોઇએ છીએ, મોટી મોટી દીકરીઓ કરી; છેવટે મોટું ઘર ના મળે તો ખાટી છાશ ઉકરડે નાખી ઘરડા ગરદન લાકડે માંડવું જોઈ; લોહીના તરશા મા બાપો બાળાઓનો ભવ બાળે પણ ગરીબોને ઘેર કેમ દેવાય,

ડાહ્યાશા—પણ જ્યાં હજારો રૂપીયાના પલ્લા પેહેરામણીના હીસાબ રખાના ત્યાં ગરીબોના શા આસરા, પલ્લા પેહેરામણીનો બંદોબસ્ત થાય તો હમણા ગરીબોના ઘર મંડાય.

હઠીસંઘ—પણ ડાહ્યાશા તમે કેમ સમજ્યો નહીં, પૈશાવાળાઓને ત્યાં પૈશાવાળાઓની આપ લે થઇ ત્યાં ગ-

રીબની શી ગરજ રહી, હગણાં બંદોબસ્ત બરોબર થાય તો, નાતનું છોકરૂ નાતમાં વરે બીજે જાય ક્યાં, બસો રૂપીઆનો કમાઊ ઘરનું ઘર, અને મુરતીઓ સારો હોય તો પછી જોઇએ શું? પૈસો કોનો રહ્યો છે ને રેહેવાનો છે!

દોલાસા—હશે ભઇ હરી કરે તે ખરૂં, બને છે તે જોયું ને બનશે તે જોઇશું, આગને આમ વધારે દહાડા ચાલશે તો, આગળ ઊપર નાતના ઘર અર્ધાં થઇ જઇ કઈકના નાગ જડામુળમાંથી જતા રહેશે, પ્રભુ પ્રભુ આપણે તો કહીએ છીએ કે, અમારી નાતના આગેવાન શેઠીઆઓની મીચેલી આંખો ઊઘાડો, ને તેમના હૃદયમાં રામ ઉતરો કે જેથી નનાયકી નાતને, કાયદાગાં દેદ કરી આમન્યામાં આણે તો સઘળાં નાતીલા ભાઇઓ, પૈસે ટકે અને પરીવારથી સુખી થાય ને થંડા પેટે સ્વર્ગે જાય.

એમ વાતો કરતાં કરતાં, શેઠની વાટ જોતાં રાતના બાર વાગવા આવ્યાં, પરંતુ શેઠ તો તબેલામાં પેઠાં તે પેહાંજ ફરીથી બહાર નીકળ્યાજ નહીં તેથી નાતનાં ભાઈઓ એક પછી એક વીસરજન થવા લાગ્યા, ને થોડીવાર પંછી સઘળા વેરાઇ ગયાં, શામલાલ પણ પોતાના ઘરતરફ વળ્યો ને અડભંગશા પણ નાતના શેઠીઆને ગાળો દેતો દેતો પોતાના ઘર ભણી ચાલતો થયો.

બીજે દીવસની સાંજે અડભંગશાએ નાતના ફરમાવ્યા મુજબ રૂપાળીને સમજાવી તેના સાસરે શામલાલને ત્યાં વદાય કરવા માંડી ત્યારે રૂપાળી રડવા બેઠીને જવાને આનાકાની કરવા માંડી, ત્યારે અડભંગશાએ તેને ધીરજ આપી કહ્યું. જો બેહેન હવે આપણા હાથમાં બાજી નથી નાતનું કેહેવું માન્ય ના રાખીએ તો ઉલટા ગુનેગાર ઠરાએ, ને નાત આપણને ડડે, આજ તું ત્યાં જા ને જો

તને ઘરમાં પેસવા ના દેને મારફાડ કરવા આવે તો નાતે ફરમાવ્યા મુજબ બે જણાને સાક્ષી રાખી પાછી આવજે. પછીથી નાતમાં ફરીયાદ કરી આપણે એને જોઈ લઈશું? એવી રીતે સમજાવી રૂપાળીને તેના બાપે શામળલાલને ઘેર માણસ સાથે વીદાય કીધી.

શામળલાલે રૂપાળીને ઘરમાં આવતી જોઇ મેજ ઉપરથી નીચે આવ્યો? અને બારણું ઊઘાડયું કે તરત રૂપાળી અંદર પેઠી, મેડા ઉપર ચઢવા જાય છે તેવીજ શામળલાલે ઉપર ચઢતી અટકાવી બોલ્યો? ખબરદાર ઉપર ચઢી છે તો તારી વાત તેં જાણી તારા માટે આ નીચ લો ઓરડો ખુલ્લો મૂકયો છે, તેમાં તારે રેહેવું આવતાં કાલથી એક માસનું અનાજ તને ખાવા માટે આપવામાં આવશે, અને સારી ચાલથી ચાલીશ તો લુગડાં વીગેરેનો પણ બદોબસ્ત થશે, પણ યાદ રાખજે કે જો? રજા શીવાય બહાર ગઈ છે તો ખાલજ ખેંચી કાઢીશ? ને લાત મારી તગેડી મુકીશ?

રૂપાળીએ એક પણ સવાલ સામો આપ્યો નહીં, ને ગુપચુપ બતાવેલા ઓરડામાં જઈ ડાહીડમાક થઇ બેઠી.

ગુલાબ વહુ ચોકની બ્હારીએથી આ બધું જોતી હતી, તેને તો એટલું બધું ઓછું આવ્યું કે, દીવાનખાનામાં બેસી ધુસકે ધ્રુસકે રડવા લાગી ને મનમાં કહેવા લાગી કે હાય હાય, વળી આ મારી શોકય મારા સુખમાં ભાગ પાડવા કયાંથી આવી, એમ બળાપો કરી છાની રહી ને મન વાળી છોકરાને રમાડવા લાગી, વાંચનાર? શોકયોનું સાલ સ્ત્રીઓને કેવું દુઃખદાયક થઇ પડે છે, કાં સારી હોય કે ભુંડી. પરંતુ સ્ત્રીઓને શોકયનું નામ દીધું હોય તો બિચારી ઊભીને ઊભી ચિતાગ્નિમાં બળી પોતાનું નાજુક બદન ખાખ

કરી મુકે છે, તેનો આ પ્રતક્ષ દાખલો છે, માટે સમજીને સ્નેહી મીત્રો, એક ત્રિયાનું સુખ મળવું મુશ્કેલ છે તો દ્વિત્રિયાથી શું સુખ પામવાના હતા?

અને સ્વદારાઓ ઉપર શોકો, આણી શું સાર કાઢવાના હતાં? એ તો ઊલટી તમારા સુખની હાની કરી, ઉલટું દુઃખ વ્હોરી લોછો, બીજુ કાંઇજ નથી ઓરમાન માના જુલમ તમે જોયા નથી, શોકોના દીકરાઓને ઝેર દીધેલાં સાંભળ્યા નથી, અને ધણીઓને ઢોળી પાડતાં જોયાં નથી ત્યાં સુધી તો તમે બે બૈરી કરવાની વાંછના કર્યા કરશો, પરંતુ મિત્રો જીવના જેને તે સુખનો સ્વાદ લીધેલો છે, તેતો બિચારા જખ મારી જાણવે છે કે મર્ણાંતગતે પણ કોઇ સુખી અગર દુઃખી પુરૂષે અલ્પ સુખને માટે એક ઉપર બીજી બૈરી કરવી નહીં, લ્યો સાહેબ તે જોયું અને ફરી જોશો ત્યારેજ ખબર પડશે.

---

## પ્રકરણ ૧૩ મું.

### ડાયમન્ડ બેન્ક ભાગી, અને શામલાલનું ગાંડા બનવું.

રૂપાળીને જુદી રાખ્યા પછી કેટલાક દીવસ સુધી તેણી શામલાલના ઘરમાં સારી વર્તણુકથી વર્તવા લાગી, તેથી શામલાલ પણ તેને જોઇતી વસ્તુ પુરી પાડતો હતો, આ જોઇ ગુલાબની આંખમાં અદેખાઇ ભરાઇ આવતી, પરંતુ શામલાલ તેને સમજાવતો કે રૂપાળીની ખરાબ ચાલ સુધારવા માટે હું તેને જોઇતો સરંજામ આપું છું કારણ કે પછીથી તેને બ્હાર જવાનું બ્હાનું મળી આવે નહીં, એવી રીતે કહી વારંવાર ગુલાબના મનનું સમાધાન

કરનો, આ વખતે શામળલાલના પુત્ર સુંદરલાલની ઊમ્મગર પાંચ સાત વરસની થવા આવી હતી, અને તે ઘણો ચાલાકને રૂપમાં સુંદર હતો.

આજ બપેરના બાર વાગ્યાના સુમારે શાગલાલ પાસે ન્હાનો સુંદર રમતો હતો, અને શામલાલ ગાદી ઉપર આડો થયો હતો, તેટલામાં પોરટ ઓફીસનો એક શીપાઈ દરરોજનું (ડેલી ન્યુસ)નામનુ છાપું શાગલાલને હાથમાં આપી ચાલતો થયો.

તરતજ છાપાની વાટ જોઇ બેશી રહેલા શામલાલે તે છાપુ લઇ એક આરામના ચેર્સ ઉપર બેશી, નવાજુનાની ઝાહેર ખબર વાંચવા ગાંડી જેમાંની એક ઝાહેર ખબરમાં નિચેની બીના ટાંકવામાં આવેલી હતી.

"ઝાહેર ખબર."

અમો નિચે સહી કરનાર મી. "કેન્ડી એસ"ની ડાયમન્ડ બેન્કના સઘળાં પાર્ટનરોને દીલગીરી સાથે જણાવવા રજા લઇએ છીએ કે, ચાલતા માસની તારીખ ત્રીજીએ સદહું બેન્કના બે કરોડ રૂપીઆની કીમ્મતના મોહટાં હીરા લઇ મેલ સ્ટીમર 'ઇબેકટીયા' લંડન જતા રસ્તામાંજ રેડસીમાં તોફાન થવાથી અણચીંતી તે સ્ટીમર લાધી ગએલી છે. અને તેમાંનો તમામ માલ નાશ થએલો છે, હીરાઓ ઉપર વિમો ઉતારવામાં આવેલો નથી, તેથી બાગીદારોને ઘણુંજ ભારે નુકશાન થએલું છે, અને બેન્કનો તમામ વહીવટ એજન્ટે લીકવિડેટરોના હસ્તકમાં આપેલો છે, જેથી તપાસ કરતાં તેમાં જે કાંઇ તારણ નિકળશે તે સહુ બાગીદારોને વરાડ પડતા વેહેચી આપવામાં આવશે, એવો ઠરાવ નક્કી કરવામાં આવેલો છે. !

માટે જે કોઇ બાગીદારોને તે વીશેની તકરાર અગર

અરજ કરવાની હોય તેમને ચાલતા માસની તારીખ ત્રી-
સમી સુધીમાં નિચે લખેલા ઠેકાણે જાતે હાજર થવું અગર
લખીતવાર અરજી મોકલી આપવી.

| | |
|---|---|
| તાજ તારીખ તંબાકુ ગાહે ચુનો અને સોપારી. | લી. મી. એમ ડી. એસ સોલીસીટર. એન્ડ, મી. ડી. ડી. ફીસ મલબારી. લીકિવડેટરો. મુ. રત્નપુરી-ફોર્ટસ્ટ્રીટ. |

આ લખાણ વાંચતાને વાર પેપર શામલાલના હાથ-
માંથી નિચે જમીનપર પડી ગયું, ને બેભાન થઇ ડાગલી છક
બની હાયનોટ, વેયનોટ, હાય બેન્ક વોય બેન્ક કરી બક-
બકાટ કરવા લાગ્યો, નાહાનો સુંદરલાલ પાસેજ રમતો
હતો તે આ બનાવ જોઈ બીધો ને બાપા બાપા કહી શા-
મલાલને બોલાવવા લાગ્યો.

તેને પણ હાય નોટ વોય નોટનો જુવાબ મળવા લા-
ગ્યો, આથી સુંદરલાલ બીહીને તેની પાસેથી નાશી ગયો
ને દાદર ઉતરી તેની મા ગુલાબવહુ પાસે આવતો રહ્યો.

ગુલાબે સુંદરને ખસગરતો પોતાની તરફ આવતો
જોઇ પુછયું સુંદર બેટા તું તારા બાપ પાસે ઉપર રમતો
હતો ને નીચે કેમ આવતો રહ્યો? તેના જવાબમાં સુંદરે
કહ્યું કે બા? બાપા તો મને હાઉ હાઉ કહી બીવરાવેછે,
તેથી હુંતો હવે એમની પાસે જઇશ નહીં. ગુલાબ વિચા-
રમાં પડી અને તરતજ હાથમાંનું કામ હેઠું મુકી મેડા
ઉપર ગઇ ને જુવે છે તો શામલાલને પથ્થરાવતી કબા-
ટના ખાનાં ભાગતો જોયો, ગુલાબ તે તરફ દોડીને શા-
મલાલના હાથમાંથી પથ્થરો પડાવી લઇ બોલી, સ્વામીનાથ?
તમે આ શું કરો છો? તેના જવાબમાં પણ હાય નોટ
વોય નોટ, હાય બેન્ક વોય બેન્ક કરી કરી ખાના પંછા-

ઢગલા લાગેલા અને ગાંઠે પડેલા કાગળીઆ માંથીએક પછી એક લઇ ફુરસદ કરવા શરૂ કર્યાં, ગુલાબ તો આ દેખાવ જોઇ બાબરી બની ગઇ ને શું કરવું તે સુજે નહીં છેવટ મનને નક્કી થયું કે રાંડ રૂપાળી મારી શોકયે ધણીને કાંઇ કામણુ કરી ગાંડો બનાવી દીધેલો હોય એમ જણાય છે.

અંદરનું લોહી એકદમ ઉછળી આવ્યું, ને લડાઇનું શુર ચડયું, કાગળીઆ કામના હશે એમ જાણી તરત શામળદાસના હાથમાંથી પડાવી લીધા, અને ખાનાં માંહે મુકી કબાટ વાશી દીધું, કુંચીઓ કેડમાં ખોશી અને ગુસ્સામાં ને ગુસ્સામાં નિચે ચોકમાં રૂપાળી કમખાની કસો ગુંથતી હતી ત્યાં આવી બે ધકડ બોલવા લાગી.

ગુલાબ—રાંડ શંખણી માટીને તે શું કરી નાખ્યું કે ગાંડોગંતર થઇ ગયો. ?

રૂપાળી તો તેનાથી સો ચંદાવા ચઢે તેમાનું પુતળુ તેથી તેણીએ પણ મુખ સ્વાદનો ખુબ સપાટો મારવો સરૂ કર્યો.

રૂપાળી—રાંડ વ્યંતરી વિચાર કરીને બોલજે, મૂરે ને તારા માટીનું નામ દેનારી જો રાંડ ખોટાં ખોટાં આળ મુકવા આવી છે તે,

ગુલાબ—તારે કંઇ તારી માના માટીએ કરી નાખ્યું હમણાતો સાજા સારા હીરા જેવા હતા, તેટલામાં તુ નહીં તો બીજુ કોણ કરી જાય, રાંડ હત્યારી?

રૂપાળી—જ્હા'લા મુઇ વગર વાંકે વાંક કાઢી ઘરમાંથી, કાઢવી હશે, મારૂં ભલું જોઇ તારા પેટમાં અંગારા ઉઠતા હશે, તો માટીને ના કેહેવુ તું કે ઘરમાં ના ઘાલશો?

ગુલાબ—ઘોઝારી, ઘરમાં ઘાલી ત્યારેજ ઘર ઘાલ્યું તો, માટીને મેડ બનાવી કેવાં ડાહ્યા ડગરાં થઇને બેઠાં છો.

રૂપાળી—હા અલી, તું તો શાણી સીતા જેવી છું તે માંજ વરને વશ કરી રાખ્યો છે, મેં કામણ કરી ગાંડો કર્યો હોય તો મારી બે આંખે અંધાપો આવજો નહીં તો તારીને તારા છોકરાની બંનેની આંખો ફુટસે.

ગુલાબ—રાંડ પેટ બળી મારો છોકરો કયારે તારૂં નામ દેવા આવે છે, તે મારા છોકરા સુધી ગાળો દઉ છું, આંખ્યો ફુટે ને તારા મા બાપની, મારા છોકરાને અંબામા ખંમા કરે.

રૂપાળી—જો રાંડ બાપ સુધી ગઈ તો તારી વાત તેં જાણી, વિચાર કરીને વચન કાઢજે, નહીંતર જોયાં જેવું કરી આપીશ.

ગુલાબ—અલી ઓ તું શું મને કરી નાખવાની હતી, તારાથી થાય તો મને ઘરમાંથી કાઢી મુકજે, બીજા શા ઘોડા છોડી મુકવાની હતી

રૂપાળી—ઘરમાંથી તો કાઢવા તું તૈયાર થઇ છે, ખોટાં ખોટાં આળ મુકે હું ડરવાની નથી, તારા ગમ્મત ઉપર તો આંહી બેશી મોજ મારીશુ તું તારે હૈયામાં હોળી સળગાવ્યાજ કરજે?

ગુલાબ—મોજ મારવી હવે શી બાકી રહી છે, માથે છેડો નાખ્યો તેને શું? લાજવા'ળી હોય તો મોટાં નાઅવાળી વાંદરીની પેઠે વળગતી આવેજ ખરી;

રૂપાળી—વાંદરી તું, તારી મા, તારી બેહન, તારી માશી; તારી મામી, તારી ફૂઇ સમજી? રાંડ દીકરો દેખીને જોને ફાટી છે તે ગામમાં દીકરા કોઇ જણતીઓજ નહી હોય.

ગુલાબ—એકથી હજારવાર દીકરાવાળી, દીકરાવાળી દીકરાવાળી રાંડ વાંઝણી તારે જોઇએ તો તું દીકરા લે, તને કોને વારી રાખી છે.

રૂપાળી—પેટબળી, વાંઝણી, વાંઝણી કહી, મેહેણા દેવાય તેટલાં દે પણ હું એ જોઉ છું તો ખરી કે તું દીકરાનું સુખ કેટલા દીવસ ભોગવે છે,

ગુલાબ—રાંડ તારૂં ચાલે તો મારા છોકરાને ઝેર દઇ મારી નાખજે પછી હું પણ જોઇશ કે તું ફાંશીના લાકડે કેવી લટકે છે.

રૂપાળી—રાંડ અભાગ્યણી, અહીંથી હવે તું જાય છે કે નહીં તો લોહી લુંવાણુ કરી નાખીશ,

ગુલાબ—જાય ક્યાં રાંડ તારા બાપનું ઘર છે તે દમ ભરાવે છે, આ તારી સામે ઉભી માર જોઉં, તારી માએ સવાશેર શુંઠ ખાધી હોય તો.

રૂપાળીને રીસ ચઢીને ઉઠીને એક તમાચો ગુલાબના મોં ઉપર જોરથી ઝાડી દીધો, જેથી બીચારીનું મોહોડું લાલ ચોળ થઇ ગયું. રૂપાળી તમાચો મારી પાછી ફરે છે તેટલાંમાં ગુલાબે ગાલ પંપાળતાં પંપાળતાં એક ધક્કો એવો માર્યો કે રૂપાળી ચોક વચ્ચે ચતાપાટ પડીને દાંત પડી જઇ અંદરથી ધડ ધડ લોહી નીકળવા લાગ્યું, આથી તો રૂપાળી વાઘણ ખુબ વકરી, ને દાંત કચ કચાવતી ઉઠી ગુલાબનું ગળું પકડી જોરથી ખુબ દાબ્યું, જેથી ગુલાબ મુંગળાવા લાગી ને બેભાન થઇ ભોંયપર પડી, આ બનાવ જોઇ નાહાના સુંદર બાળકે રડારોળ કરી મુકી પણ ગોઝારીએ ગરદન છોડી નહીં સુંદરલાલને ખુબ રડતો સાંભળી, પાસેની પાડોસણ નામે હરકોર બાઇ એકદમ અંદર દોડી આવી અને જુવે છે તો રૂપાળીને ગુલાબની ગરદન પકડેલી જોઇ, અને ગુલાબના મોઢાંમાંથી ફીણનાં પરપોટા બ્હાર આવેલા દીઠા.

આ દેખાવ જોઇ ઘરડી હરકોર બાઇનો ગભરાટમાં

પડી બુમો પાડવા મંડી પડી, અરે? શામલાલ, શામલાલ કોઇ આવજોરે આવજો આ ગુલાબને રૂપાળીએ મારી નાખી, દોડજો રે દોડજો, અને નાહાના સુંદરલાલે પણ સાથે લાગું કકળાણ કરી મુકયું.

આ બુમો સાંભળી આજુ બાજુના લોકો એકદમ શ્વાસ ભેર દોડતા આવ્યાં, અને રૂપાળીના પંજામાંથી ગુલાબને મુક્ત કરી લોકોએ રૂપાળીને સારી પેઠે મેથી પાક આપ્યો.

ગુલાબ કેટલીક વારે સુદ્ધીમાં આવી, ત્યારે સઘળાંએ તેને લડાઇ થવાનું કારણ પુછયું, ત્યારે ગુલાબે કહ્યુ કે સુંદરના બાપા ઓચીંતા ગાંડા થઇ ગયા છે, તેથી હું તેને પુછવા ગઈ કે તેનું કારણ તું કાંઇ જાણે છે, તેટલાંમાં તો મને એકના અનેક સંભળાવી મારા આ હવાલ કર્યા, તમે બધાં જો ના આવી પહોંચ્યાં હોત તો, હું તો કેતારનીએ મરી ગઇ હોત, હાય હાય મારી અને મારા સુંદરની શી વલે થશે, એના બાપને સાવ ઘેલછા થઇ ગયેલી છે બીલકુલ ભાન રહેલું નથી, અને આ ગોઝારી અગને બંનેને એકલા ધારી આજની પેઠે જરૂર મારી નાખશે, હવે આગે શું કરીએ ને કયાં જઇએ? એમ કરી ગુલાબે વિલાપ કરી રડવા માંડયું. તેને જોઇ સુંદર પણ આક્રંદ કરી રડવા લાગ્યો ને ગુલાબને રડતાં રડતા પુછવા લાગ્યો.

બા તું શું કરવાને રડું છું. તું એમ કાંઇ કેહેતી નથી, મારા બાપાને શું થયું છે, બાપુ બોલને એમ બોલતી નથી, મને તારા ખોળામાં બેસવુ છે, ને મને રમાડ જોરૂ એક બચ્ચી લઇ મને વ્હા'લી થઇજા, તું રડે તો તને મારા છમ છે બા, લે તું રડની છાની રહી જા, હું બાપાને નિચે બોલાવું? તે તને રડવા નહીં દેતો, એમ કહી પોતાના

ધોતીઆવતે તેની મા ગુલાબના આંસુ લોવા લાગ્યો આ-થી ગુલાબનું હૈયુ વધારે ભરાઇ આવ્યું, ને છાતી ફાડ ર-ડવા લાગી, તે જોઇ પાસે બેઠેલા સર્વ જણાને ગુલાબ ઉ-પર દયા આવવા લાગી, અને રૂપાળીને ફીટકાર દેવા લાગ્યાં.

આ વખત રૂપાળી એક ખુણામાં બેશી ટગર ટગર જોયા કરતી હતી તે એકદમ આગળ આવી લોકોને કહે-વા લાગી.

રૂપાળી—મરો નખોદીઆઓ, તમે બધાએ મારા ઘ-રમાં પેશી ધાર્યું છે શું? બ્હાર નીકળો છોકે નહીં? નહીં તો ટાંટીઆ કાપી નાંખીસ. રાંડ પાખંડીનું ઉપરાણું લઇ મને ડરાવવા આવ્યા હશો પણ તમારી ડરાવી ડરૂ તેમ નથી, સમજ્યાં, તમારા જેવાતો મારાથી કાંઇએ વટા-ણા વાવી ગયાં.

૧ પુરૂષ—શીકોતરી, સમજ્યા વગર કેવારની કુત-રીની માફક ભશભશ શું કરે છે, તારા જેવી ટાંટીઓ કા પનારી તો ક્યાંએ મરી ગઇ સમજી, ટાંટીઓ કાપતો હોય તો આધી આવ જરી, પછી તારો કપાય છે કે અમારો.

રૂપાળી—તો રડ્યા તારા બાપનું શું લીધું છે કે તુ વચમાં વળગવા આવ્યોછું, અમે અમારે સંબંધી છીએ તે ગમે તેમ ભરી પીશું, તેમાં તને શી ચુંક આવે છે.

૧ પુરૂષ—ગોઝારી ગરીબડી ગાયને, ગળે વળગીતી તે મરી ગઇ હોત તો ખબર પડત કે ફાંશીના લાકડે લ-ટકતી વખતે, ચુંક કોને આવે છે, એતો તારા સારા ન-શિબે, હુરકોરબાઇ આવી પહોચી, નહીંતો કેવારની એ સોડાની ચુડીઓ પહેરી મારા દાદા પાસે વદાય કરી દીધી હોત.

હુરકોર—અરે બાઇ હું જો સુવેળા ના આવી

પહોંચી હોત તો ગુલાબવહુ તો કેવારનીએ સ્વધામ પ-હોંચી ગઇ હોત, અરે રામ રામ, બચારા નહાના સુંદર-ની શી વલે થાત., પ્રભુ પ્રભુ, તું કરે તે ખરૂં, કેહેવત છે કે જેને "રામ રાખે તેને કોણ ચાખે".

૧ પુરૂષ—હરકોરબાઇ પણ રાંડ સંખણીને એટલો અરેકાર છે કે, મારો ધણી શાથી ગાંડો થઇ ગયો તેણે ખાધું છે કે નહીં તેની તપાસ કરવી તો રહી ને ઉલટી આતો વાઘણની પેઠે વળગી, રાંડ જેનો તેનો જીવ લેવા તૈયાર થાય છે.

રૂપાળી પાઘડી બળ્યા ! રાંડ રાંડ કહી કોને ગાળો ભાં-ડે છે, રાંડ તો તારી મા હોય તે થાય સમજ્યો ! નકટાની માફક વચમાં શું જોઇ બોલવા આવ્યો છું. હીગાયતી લ-ઇને આવ્યો છું તો રડયા, બાયલા, તેની વતીનું ઘર માં-ડવા તું આવ્ય, હું જાણીશ કે વળી એક શોકય વધારે.

આવાં કડવાં વચનથી તે મદદગાર પુરૂષનો પીતો ઘણો ગરમ થઇ ગયો ને રૂપાળીને ગળચીંથી પકડી માર-વા જાય છે, તેટલામાં ગુલાબ વચમાં પડી કહેવા લાગી કે ભાઇ? આમાંથી વાત વધી જશે," ને ઉલટો ચોર કોટવાળને ડંડશે," માટે તેના બોલવા સામુ તમે જોશો નહીં, હશે જે બની તે ખરી, કર્મે શોકય લાગી તે મટવાની નથી ?

રૂપાળી—શોકયની આડખીલી હોય તો ઝેર દઇ મા-રી નાખ્ય એટલે પત્યું, પછી એહાં એહાં રાંડને રંડવો, એ મોજ મારજે, પણ જીવતી છું ત્યાં સુધી તો જંપીને બે-સવાનું ઘણુ મુશ્કેલ છે, પારકા સુખમાં ભાગ પાડવો એ લાડવો નથી, તારો બાપ જાણતો નહોતો કે દીકરીને શો-કય ઊપર દઊં છું તે સાટે દુખ પણ ભોગવવું પડશે,

ગુલાબ—બાઈ મારો બાપ આંધળો મુવો તો, તે તારા જેવી, શોકય ઉપર દુઃખ ભોગવવા દીકરી દીધી, મારા જેવી હજારો બાળકીઓ, તારા જેવી ક્રુર શોકયોના સપાટામાં મુંઝાઇ મરતી હશે, તેની સંભાળ લેનારો સર્વેશ્વર વગર બીજો કોઈ નથી.

એમ કહી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી, તેથી હરકોરબાઇએ તેને ધીરજ આપી, અને રદય ઉભરાઇ આવવાથી જુસ્સામાં સૌની સમક્ષ બિનધડક કેહેવા લાગી.

હરકોર—કુળ અને પૈસાના લોભી મા બાપો, પોતાની વા'લી કુમળી કુમારીકાઓને મોટી ઉમ્મરની કરી, પાછળથી પતિ નહીં મળવાથી જેમ ખોટી છાસ ઉકરડે ફેંકી દે છે, તેવીજ રીતે, પોતાની બાર વરસની બાળકીઓને, એંશી વરસના ઘરડા ડોસા સાથે દોરી આપી, અગાધ દુઃખના અર્ણવમાં હડશેલી પાડી મનમાં આનંદ માને છે, કેટલાંક શોકય ઊપર દીકરી દઇ સુખ માને છે, અને કેટલાક બાર વરસના છોકરા સાથે, પોતાની પુખ્ત ઉમ્મરે પોહોંચેલી જુવાન બાળાને જોડી દે છે, એ બધામાં પૈસો લાજ ને કુળનો લોભ શીવાય, કશું જોવામાં આવતું નથી, અરે! એ ત્રણેમાં અગ્નિ ઊઠો, એ પ્રમાણે વર્તનારા લોભી માબાપોનો રૌરવ નરકમાં વાસ થાઓ, અરે હજારો હજારવાર ધિક્કાર પડો તેમની જીંદગીને, એ ત્રણે ખોજામાંથી નિકળતાં દુષ્ટ પરિણામો કેવાકારે બ્હાર આવેછે, તે સહુના જાણ્યામાં છતાં, આંધળા અને અનાડી માબાપો, દીપકનું તેજ જોઈ જેમ, પતંગીઓ, સુવર્ણની લાલચે, ઝંપલાઇને બળીભસ્મ થાય છે. તેમજ તેઓ લોભમાં પડી વા'લી પુત્રીઓના સુખનું સત્યાનાશ વાળી, છેવટે તેજ લોભના ભોગ પોતે થઇ પડે છે?

હે ભગવાન અમારા આર્ય બંધુઓના કુર હૃદયોમાં તું ક્યારે વાસ કરીશ, કે જેથી કરી તેઓની ખોટી સમજનો અંત આવે, અને દુષ્ટ રીવાજનો સતંદર દાટ વળી, વાંલી પુત્રીઓના સુખની વેલ વૃદ્ધિ પામે, એજ મારી તારા પ્રત્યે નમ્ર વિનંતી છે,

હુરકોરબાઇ આ પ્રમાણે બોલી રહ્યા, ગુલાબવહુને કેહેવા લાગ્યાં કે, બાઇ હવે છાની રહે, ને ઊપર ચાલ. રૂપાળીના સામે તું એક પણ ઉત્તર આપીશ નહીં, તે બોલે તો તેને બોલવા દેજે પણ તું બોલીસ નહીં, આખરે હારશે તે નાસશે, માટે ચાલ ઉપર જઇ જોઇએ કે શામળલાલ શાથી ગાંડો થઇ ગયો છે, ને તેનું ખરૂં કારણ જણાય તો, કોઇ હુંશીઆર વૈદ કે ડાકટરની દવા શરૂ કર્યે, કે જેથી ઝટપટ આરામ થઇ ડાહ્યો થઇ જાય, આમ લડવાથી કે રડવાથી કાંઇ દી વળવાનો નથી, આવી રીતે સમજાવી હુરકોરબાઇ અને બીજા બધા, ગુલાબવહુ સાથે શામળલાલવાળા મેડા ઊપર ગયાં, અને રૂપાળી પાછળ તબોટા કુટી, દાંતીઆ કરતી, ત્યાંને ત્યાંજ બેશી રહી?

આ વખતે પણ શામલાલ હાથમાં છાપું લઇ આરામ ચેર્સ ઉપર સુતો સુતો, હાય બેન્ક, ચાળીસ હજારના નોટ, હાયનોટ, વોલનોટ, તું બુડી ગઇ ભાગી ગઈ, બહુ ખોઇ ગઇ, થોડા પાછા આપ, બઇશાબ કહું છું. પગે લાગુ છું એકવાર પાછા આપ, એમ બોલી વારંવાર રડવા અને દાંત કાઢવા માંડતો?

આ દેખાવ જોઇ સઘળાં અજબ થઇ ગયાં, ને એક એકના સામું જોવા લાગ્યાં. પણ કોઇને કાંઇ ખરૂં કારણ માલમ પડયું નહીં, છેવટે જે પુરૂષ ગુલાબનું ઉપરાણું લઈ રૂપાળી સામે લઢવા તૈયાર થયો હતો, તે પુરૂષ ઘણો ચા-

લોકને તર્કશક્તિવાળો જણાતો હતો, તેને શામળલાલના બોલવા ઊપરથી તોલ બાંધી ગુલાબબહુને પુછવા લાગ્યો ?

પુરૂષ--ગુલાબવહુ, શામળલાલે કોઇ બેન્કના નોટ રાખ્યા છે ?

ગુલાબ—હા ભાઇ, ડાયમન્ડ બેન્કના તેમના નોટ પિતાના છતાં રાખેલા છે.

પુરૂષ—તે નોટો કેટલા રૂપીઆના આસરાની છે, તેની તમને ખબર છે.

ગુલાબ—હા, આસરે ચાલીસહજાર રૂપીઆની કીમ્મતના મારા જાણવામાં છે.

તે હુંશિયાર આદમી તરત સમજી ગયો, ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, કહો ના કહો પણ બેન્ક તરફના બુરા સમાચાર, છાપામાં આવ્યા હોવા જોઇએ કારણ કે શામળલાલ છાપા સામુ જોઇનેજ વારંવાર, હાયનોટ વોયનોટ કર્યા કરે છે, માટે લાવ છાપુ લઇ જોઊં તો ખરો, તેમાં કાંઇ બેન્ક તરફની બિના જાણવામાં આવે છે, એમ વિચાર કરી શામળલાલના હાથમાં આસ્તે રહી છાપું ખેંચી લીધું, છાપુ લેવા શામળલાલ કુદયો પણ તેને સહુએ મળી પકડી રાખ્યો, પછી તે પુરૂષ હાથમાં છાપુ લઇ, તેની ચારે બાજુએ ધ્યાન રાખીને મનની અંદર વાંચવા માડયું, વાંચતાં વાંચતાં છાપાની પાછલી બાજુએ એક કોલમના હર્ધા ભાગમાં તેજ બેન્કની બિનાની ઝાહેર ખબર વાંચવામાં આવી, ઝહેર ખબર વાંચી રહ્યો કે તે પુરૂષે એક મોટી હાયમારી, અને અફસોસ સાંને લાંજ વિચારના તરંગમાં તણાવા લાગ્યો ? કેટલીકવાર સુનમુન થઇ ઉભો રહયો પણ કાંઇ જુવાબ વાળ્યો નહીં તેથી ગુલાબ અધિરી બની તે પુરૂષ પ્રતે પુછવા લાગી.

ગુલાબ—બાઇ કહોને તેમાં શું લખેલું છે, તમે કે·વારના કેમ બોલતા નથી.

પુરૂષ—બાઇ ગુલાબ શું કહું, તમારા ગ્રહ આજ·કાલ વાંકા બેઠેલા છે, તેથીજ તમારે બધી તરફથી બ·ળાપો કરવાનો વખત આવેલો છે.

ગુલાબ—બાઇ શું કરીએ જેવાં અમારાં નસીબ, લલાટે લખ્યું હશે તે કોઇ મીથ્યા કરી શકનાર નથી, માટે જે લખ્યું હોય તે કહો?

પુરૂષ—ડાયમન્ડ બેન્કને નુકશાન જવાથી દેવાળું આવેલું છે, ને અત્યારે તમારા ચાલીસ હજાર રૂપીયા ડુબી ગએલાં છે, શામળલાલને ગાંડા થવાનું કારણ તેજ જોવામાં આવે છે, કારણ કે ચાલીસ હજારનું નુકશાન છાપામાં વાં·ચી, હૈયાભ્રમ થઇ જઇ ડાગલી ખસી ગઇ હોય તેમ ખુલ્લું માલમ પડે છે, હવે ડાગલી એકદમ ઠેકાણે આવવી ઘણી મુશ્કેલની વાત છે, માટે ટંટો ફીસાદ છોડી દઇ શામળલા·લની આગતા સ્વાગતા કરી, હીમ્મત આપો, ને દવાદારૂ શરૂં કરો કે જેથી ટુંક વખતમાં, તેનો જીવ ઠેકાણાસર આવી જાય, વળી બેન્કનું સરનામું (લીક્વીડેટરો) પંચા·તીઓના હાથમાં સોંપવામાં આવ્યું છે, તેથી જો કાંઇ તા·રણ નિકળશે તો તમારા ભાગના વટાડે, તમને પણ આપવા માં આવશે,અને તેમ થયું તો શામળલાલ તુરતડાહ્યા થઇ જશે,

હવે જાઓ રાંધો અને તેને કાંઇ ખવરાવો કે તેનો મગજ થોડો ઘણો ઠંડો પડે અમારા સરખુ કામકાજ હોય તે અમને કહેજો એટલે અમારાથી બનશે તે મદદ અમે પણ કરીશું એ પ્રમાણે વૃદ્ધ હરકોર બાઇએ પણ શીખા·મણ આપી ગુલાબ વહુને સાંત કીધી બાદ કામકાજ હોય તો કહેજો કાંઇ વાતે ગભરાશો નહી એમ કહી સર્વે જણારજા માગી ગુલાબ ઊપર દયા આણતાં પોતપોતાને સ્થાનકે ગયાં,

## પ્રકરણ ૧૪ મું.

### રૂપાળીએ નવીના છોકરાને ઝેર દેવું. તે પાપ ફુટવાથી તેનાપર ફરીયાદ માંડવી.

ડાયમન્ડ બેન્કના માઠા સમાચારથી શામલાલની સ્થીતિ દીનપર દીન બગડવા લાગી ગરીબડી ગુલાબ આથી ગભરાવા લાગી, અને તેને માંથે અનેક ચિંતાઓ આવી પડી કે હવે કરવું કેમ? રંડા રૂપાળી તો એ વખત ખાઇ પીને નીરાંત વાળતી હતી પણ ગુલાબ તો પેટ ભરી અંન્ન પણ ખાતી નહોતી. કારણ કે એક તો પતીને ઘેલછા લાગી છે તેની સારવાર કરવાની ફીકર અને બીજી ફીકર કર્કશા રૂપાળીએ તેને છોકરાવાળી કહી અદેખાઇ લાવી હતી તેથી કદાપી તે છોકરાને ઝેર દે કે બીજું કાંઇ કરે તેની ફીકર. આથી તેતો બીચારી રોજ શરીરે સુકાતી ચાલી, છેવટે તેણીએ વિચાર કર્યો કે આમ ઉચાટ કર્યાથી કંઈ લાભ થવાનો નથી, માટે કોઈ ડાકટરની દવા કરી હોય તો ઠીક. એમ ધારી તેણે ડાકટર દોલતરામની દવા ચાલું કરી. ડાકટર ઘણા ડાહ્યા હોવાથી તેના દીલમાં ગુલાબની આવી સ્થીતિ જોઇ દયા આવી.તેથી તેણે પણ શામલાલની દવા ચીત રાખી કરવા માંડી. તથા સુંદર હવે સમજણો થવાથી તેને નિશાળે બેસાડવા ગુલાબને કહ્યું ગુલાબે પણ આ વાત માની કારણ કે હવે ઉમ્મર લાયક થવાથી છોકરાને ઝાઝો વખત રમતમાં ગાળવા દેવાથી છોકરો રેઢીયાળ થઇ જાય તેમ તેને ઘણો વખત શામલાલની સારવારમાં રહેવું પડતું હોવાથી સુંદરની ખબર રાખી શકાય નહીં તેથી તે જરા આઘો પાછો થાય તો તેને શોધવા જવું પડતું હતુ. વાસ્તે જો તે નિશાળે જાય તો

એક તો ભણતાં ગણતાં શીખે અને વળી તેને પણ સાંજ સુધી જતાં તે પતિ શેવામાં રહી શકાય તેથી તેણે સારા ગ્હ્રુરતે મુળશંકર મેહેતાની ખાનગી નીશાળે મુકયો.

હવે એક દહાડો ડાકટર શામલાલને જોવા તેના ઘેર આવ્યા. ત્યાં આવી નાડી બાડી તપાસી તેને દવા કેમ આપવી તેની ભલામણ કરી પાછા જતા હતા તેવામાં રૂપાળી જે હેઠળના ઓરડામાં રહેતી હતી તેણે શાગલાલના સમાચાર પુછ્યા. આ વખત ગુલાબ બારીએ ઉભી ઉભી જોતી હતી તેના મનમાં દયા આવી કે અહો જીવ ! તે ગમે તેવી છે તો પણ તેને પતીને માટે કેટલું બધું લાગે છે ? માટે હવે મારે વિરોધ કહાડી નાંખવો જોઇએ એમ ધારી તેણે રૂપાળીને ઉપર બોલાવી અને બન્ને શોકયો હળી મળી સ્વામી શેવા કરવા લાગી. સાંજે રૂપાળી હેઠળ વાળુ કરવા ઉતરતી હતી તેને ગુલાબે રોકી અને કહ્યું કે હવે અહીંજ વાળુ કરી લ્યો. મેં રાંધ્યુ છે. થોડી ખેંચતાણ કર્યા પછી રૂપાળી ગુલાબ તથા સુંદર સાથે બેસી જમ્યાં. બાદ રૂપાળી એંઠવાડ બેંઠવાડ કહાડવા લાગી. ગુલાબે શાગલાલ સારૂ શીરો તૈયાર કરવા માંડયો. અને સુંદર પીતાની પથારી પાસે બેઠો બેઠો સ્લેટપર અક્ષર ધુંટવા લાગ્યો. ઘરના કામકાજથી પરવારી બન્ને શોકયો શામલાલના ઓરડાગાં આવી, રૂપાળીએ તેને ટેકો આપ્યો. એટલે ગુલાબે ધીમે ધીમે તેને ખવરાવવા માંડયું. શામલાલ પણ આ વખતે શાંત જણાતો હતો તે આ બનાવથી ચકીત થયો. !

કેટલાક દિવસ આમ સલાહ સંપમાં બે શોકયોએ કહાડયા. ગુલાબનો હવે પુર્ણ ભરૂંસો રૂપળી ઉપર બેઠો તેથી દરેક કામ કાજ રૂપાળી કરે તે તેણી પસંદ કરવા

લાગી રૂપાળીએ જાણ્યું હવે લાગ ઠીક છે. તેથી તેણીએ એક દહાડો એક અજાણ્યા ગરીબ માણસને પૈસા આપવાની લાલચ આપી ઝેર લેવા મોકલ્યો નાણાના લોભી માણસે તેને તે લાવી આપ્યું. રૂપાળી તેથી ખુશી થઈ અને તે ઝેર લાવી આપનાર માણસને ઈનામમાં શું આપવું તેના વિચારમાં પડી એવામાં તેને યાદ આવ્યું કે ગુલાબે મને પેલાં નોટ આપ્યાં છે તેમાંથી એક કડકો આને આપું તો કોણ જાણનાર છે? તે પુછશે તો કહીશ કે ફલાણા દાણાવાળાને આપ્યું છે. એમાં એ શું જાણનાર છે? કારણ કે હવે કારભાર તો બધો મારા હાથમાં છેના? તેથી તેણે નિર્ભય થઇ તેમાંથી એક નોટ લાવી પેલા ઝેર લાવનાર માણસને ઇનામ તરીકે આપ્યું. તે લેઈ તે તો ઘણોજ હરખાતો દારૂના પીઠા ભણી ચાલ્યો.

અહીં સાંજ પડી કે સૌ જમવા બેઠાં. જમતાં જમતાં સુંદરની થાળીમાં ઝેર નાંખવાનો રૂપાળી લાગ જોતી હતી પણ ગુલાબ પાસે બેઠેલી તેથી ફાવ્યું નહીં. અને આ વખત તો સુંદર ઘાતમાંથી ઉગર્યો પણ હજુ તે પાપી રંડા નીરાશ ન થતાં ફરી લાગ ખોળવા લાગી. એવામાં તેમના જમી રહ્યા પછી ગુલાબ શામલાલને મેડે શીરો ખવાડવા ગઇ પણ આજ તેની તબીયત જરા વધારે નરમ હોવાથી તેણે બરોબર ખાધું નહીં. તેથી તેણે રૂપાળીને બોલાવી પાછો આપ્યો. આ વખત સુંદર મેડે પીતાની પથારી પાસે બેઠો હતો તેને રૂપાળી કહેવા લાગી કે ચાલ બેટા સુંદર, તને શીરો ખાવા આપું. સુંદરને ગળ્યું ખાવા ઉપર ઘણો પ્રેમ હોવાથી તે તુરત રૂપાળી સાથે નીચે રસોડામાં ગયો. ત્યાં આ ક્રૂર કામ કરનાર ચંડાળણીએ શીરા

બેશું પેલું ઝેર ભેળવી દઇ નીરપગંધી સુંદરને ખવરાવ્યું. અજાણ્યા બાળકને ગળપણની જોડે તે જણાયું નહીં અને તેતો હોંસે હોંસે ખાઈ ગયો અને હાથ મ્હોં ધોઈ પાણી પી પાછો મેડે જઇ બેઠો. રૂપાળી પણ ઘરનું કામ કાજ કરી આવી ઉપર બેઠી અને બંને જણીઓ શામલાલની સારવાર કરતી હતી. આ વખત ગુલાબને રૂપાળીનું મ્હો કાળના જેવું વિકાળને કાળાશ મારતુ જણાતું હતું. પણ તે બીચારીને કયાં ખબર છે કે તે રંડા રૂપાળી નથી પણ માણસના લોહીની ભુખી ડાકણ-ચુડેલ છે ?

રાત્રીના આઠેકનો સમય થયો એવામાં ડોકટર દોલતરામ શામલાલની ખબર કહાડવા આવ્યા. તેઓ શામલાલની પથારી આગળ ખુરશી નાંખી બેઠા છે અને શામલાલને શીખામણની વાતો કહી સંભળાવે છે એવામાં સુંદરના પેટમાં અંબળાવા લાગ્યાથી તે બુમો પાડવા લાગ્યો અને જમીનપર આળોટવા મંડયો અને થોડીવારમાં તેના હાથ પગ ખેંચાઈ જવા લાગ્યા. આ જોઇ ડાકટર શામલાલ પાસેથી ઉઠી સુંદરની નાડી જોવા લાગ્યા. તો નાડીનું બીલકુલ ઠેકાણુ નહોતુ, તેથી એકદમ બીજા ચીન્હ તપાસ્યાં તો તેને કોઇએ ઝેર આપ્યાનાં ચીન્હ જણાયાથી નીચે પોતાની ગાડી ઉભી હતી તેમાં બેસાડી સુંદરને લેઈ ડાકટર દવાશાળા તરફ ગયા ગુલાબ પણ ડાકટરની સાથે જતી હતી તેને ડાકટરે એકાંત બોલાવી સમજાવી કે બાઈ, તું અહીં રહે કારણ કે તારા છોકરાને કોઇએ ઝેર ખવરાવ્યું છે અને મારા ધારવા પ્રમાણે તે કામ તારી શોક્યનું છે તેથી તુ અહીં રહી તેનાપર જાપતો રાખજે હું

જતી વખત ચતુરે ખબર આપી સીપાઇને અહીં મોકલું છું તેટલો વખત તું તેણીને ગમે તે બ્હાને હેઠળ ઉતરવા ન દેતાં ઉપરજ રાખજે. છોકરાને હું ઉનીઆંચ આવવા દેનાર નથી. એમ કહી તરત ગાડીમાં બેસી ત્યાંથી પોતે ચાલ્યો ગયો.

રૂપાળીનું મ્હોં હવે તો ચોખ્ખું ઘુવડ જેવું જણાતું હતું. તેણી મનમાં વીચારવા લાગી કે જો રાંડ ડાકટરના ત્યાં ગઇ હોતતો નીરાંત થાત કે ઘરમાંથી ધાપ મારી વણાટીઆવાળી જવા ફાવત હશે બેર પણ રાંડ દીકરાવાળી દીકરાવાળી કહેતી તો ગટશે. અરે પણ પેલો પાઘડી બળ્યો ડાકટર. એને લઇ ગયો છે તે દવા પાઇ સારો કરશે તો કેમ કરવું? કરવું શું? વળી ફરી લાગ જોઇશું કોણ જાણે છે કે એ ઝેર ખવરાવ્યું છે? અને હજુ એમાંનું વધ્યું છે તે મેં પડીકીવાળી મારા ઘાઘરાના નાડે બાંધ્યું છે તે કોણ જાણે છે. આવા આવા વિચારો કરતી બેઠી છે. બીજી તરફ ગુલાબ શોકયના વિચારમાં પડી છે કે હવે કરવું શું? નક્કી એ રાંડેજ છોકરાને ઝેર ખવરાવ્યું છે પણ આ વખત બોલવું નહીં, નહીતો રાંડ નાસી જાય કે મારો ટોટો પીસી નાંખે એવામાં નીચે સીપાઇએ બારણું ઉઘાડવા બુમ પાડી કે તરત ગુલાબે હેઠળ જઇ બારણું ઉઘાડયું કે બે સીપાઇ તથા જમાદાર અંદર દાખલ થયા તેમને ગુલાબ ઉપર લઈ ગઇ અને રૂપાળી ત્યાં બેઠી હતી તેને દેખાડી કે સીપાઇએ તેને પકડી કેદ કરી એટલે પુછવુંજ શું? એનો પછી જેમ આવે તેમ લવવા મંડી ગઈ અને શીપાઇઓને તથા ગુલાબને બે સુમાર ગાળો દેવા લાગી કે—

રૂપાળી—તગારૂં નખોદ જાયરે તગારૂં તમે મને શું કરવા પકડો છો? આ રાંડ કર્કશાએજ પાછી મને પકડાવી.

ગુલાબ—ગામની શોકયા મને શું કરવા ગાળો ભાંડે છે? પકડાવી તો તારા પાપે તેમાં મારે શું તે ક્યારની કુતરીની પેઠે મને વઢે છે.

રૂપાળી—કુતરી તારી મા! મારી લાડવઈ શોક. લે લે દીકરાવાળી હતી તે હવે દીકરો ભોગવ્યો નહીં હોય?

જમાદાર—અબ્બે એ ગદ્ધી! કયું ચુપ નહીં રહેતી હય કે! ઝીસ્કું તીસ્કું ગાળીયા કયા દેતી હય? યું કુત્તીકી માફક ભોંભોં કયા કર રહી હયે (સીપાઇને) ઇસ્કુ નીચે ઉતારો રંડા પક્કી છીનાળ લગતી હયા એસંક ઇન્નેજ ઝેર ખીલાયા હોગા.

સીપાઈઓ જમાદારના હુકમને માન આપી રૂપાળીને લબડ ધકકે ચોકીપર લઇ ગયા અને ત્યાં જઈ ઝેર ખવરાવ્યાનું મનાવવા માંડયું.

અહીં ગુલાબ ઘરમાં એકલી પડી અને બીચારી રડવા લાગી કે હવે મારી શી ગતી થશે? અરે પ્રભુ તારા વગર મારૂં કોણુ બેલી છે? પતીને ઘેલછા લાગી! પુત્ર મ્હોતના મ્હોમાં પડયો હવે મારી કોણુ ખબર લેશે? એવામાં ડાકટરને ત્યાંથી એક માણસ આવ્યો અને તેને ખબર આપી કે સુંદરના શરીરે ઠીક છે. તેના પેટમાંથી ડાકટરે ઝેર કહાડી નાંખ્યું છે. અને હવે તેને આરામ થવા માંડયો છે. માટે સવારમાં ડાકટર તેને લઈને તમારે ત્યાં આવશે. તમે કાંઇ ચીંતા કરશો નહીં. પ્રભુએ આ વખત તમને ખરેખરી મદદ કરી છે. એવી રીતે ધીરજ દઇ તે માણસ

સાંભળી ગયો. ગુલાબે આ વાત શામલાલથી છુપી રાખી હતી. કારણ કે તેમને આ વાત જણાવ્યાથી ઉલટો તેનો વધારે હબકખાઇ જશે માટે તે મનવાળી આખી રાતનો ઉજાગરો વેઠતી અનેક વિચારો કરતી શામલાલની પથારી પાસે પડી રહી.

બીજે દીવસે પ્રભાતમાંજ ડાકટર સુંદરને લઇ ફોજદાર સાથે શામલાલના ઘેર આવ્યા સુંદરને જોતાંજ ગુલાબની આંખ્યોમાંથી આ વખત અશ્રુનો પ્રવાહ ચાલતો થયો અને તેની છાતી ધબકવા લાગી. અને સુંદરને બચીઓ લેતાં લેતાં તેને પુછવા માંડયું બેટા, હવે તને સારૂં છે ના?

સુંદર—હા પણ બા મોટી મા કયાં ગઇ તેને મને શીરો ખવરાવ્યો હતો તેવો શીરો અત્યારે ખાવો છે?

ફોજદાર—આ સાંભળી સુંદરને પૂછવા લાગ્યો—

ફોજદાર—તને શીરો કોને આપ્યો હતો?

સુંદર—મારી મોટી માએ કોને

ફોજદાર—તને કઇ વખત કયાં આપ્યો હતો?

સુંદર—સાંજે, બાપાએ ન ખાધી તે મને રસોડામાં લઈ જઇ ખવરાવ્યો અને મેં તે ખાધો. (ગુલાબ તરફ ફરીને) કેમ ખરૂંને બા?

ગુલાબ—હા, બેટા.

ફોજદાર—પછી તેં પાણી કયાં પીધું હતું?

સુંદર—રસોડામાંજ પવાલું ભરેલું હતું તેમાંથી? પછી હું મેડે આવી બાપાની પથારી પાસે બેઠો હતો. એવામાં આ ડાકટર સાહેબ આવ્યા. તે બાપાની સાથે વાતો કરતા હતા તેવામાં મને ચુંક આવવા લાગી. અને મને

લાલ લીલા પીળા રંગ દેખાવા લાગ્યા. અને શરીર ખેંચાવા લાગ્યું. કેમ ખરૂંને ડાકટર સાહેબ?

ફોજદારની પણ પકી ખાત્રી થઇ કે નક્કી ઝેર દેનાર રૂપાળીજ છે. ડાકટરે પણ રૂપાળીની ખરાબ ચાલ માટે પોતે જે જાણતા હતા તે ફોજદારને જણાવ્યું, તેથી ફોજદારના મનમાં તે વાત ઠરી ગઈ. અને પોતે ત્યાંથી જતી વખત ડાકટરનું સર્ટીફીકેટ સુંદરની કાચી જુબાની પોલીસની જુબાની વગેરેની નોંધ લઇ બપોરે બધાને કોર્ટમાં હાજર થવાનું જણાવ્યું. ફોજદારના ગયા પછી ડાકટર ગુલાબને ધીરજ દઇ શામળલાલને દવા આપી પોતાના ઘર તરફ ગયા. અને કહેતા ગયા કે તમને હું અગીઆર વાગે તેડવા આવું તે વખતે તૈયાર થઇને રહેજો.

ડાકટરના ગયા પછી ગુલાબ ઉઠી નાહી ધોઈ નવાં કપડાં પ્હેરી કુલદેવીને ઘીનો દીવો કરી પગે લાગી. સુંદરને પણ પગે લગાડયો. પછી કંકુના છાંટા નાંખી અક્ષતથા વધાવી સુંદરને તેને ચાંલ્લો કરી અક્ષત ચોડયા. પછી લાપસી રાંધી મા દીકરાએ ખાધી. શામળલાલને પણ ખવરાવ્યું અને વ્હેલી ઘરમાંથી તાગી ડાકટરની રાહ જોતી બેઠી. એટલામાં અગીઆર વાગ્યા કે ડાકટર આવ્યા તેમની સાથે ગાડીમાં બેસી શામળલાલ, ગુલાબ તથા સુંદર ઘેર તાળું વાસી કોર્ટમાં ગયાં.

---

## પ્રકરણ ૧૫ મું.

### રૂપાળી ઉપર ફરીયાદ, કેસ ચાલવો, ત્હોમત સાબીત થવાથી સેસન કમીટ કરવું. અને રૂપાળીને દેશનીકાલની સજા.

કોર્ટનો વખત થયો કે સાહેબ ચેમ્બરમાંથી કચેરી-

માં આવ્યા, સૌએ તેમને ઉભા થઈ નમી માન આપ્યું અને પોત પોતાની યોગ્યતા પ્રમાણે બેઠા. એટલે ફોજદારે સીપાઇઓ પાસે એક બંધવાને રજુ કરાવી કોર્ટને અર્જ કરી કે—

આ બંધવો:—જેને આપ નામદારની સમક્ષ પાંજરામાં ઉભો કર્યો છે તે ગઇકાલે રાત્રે હદથી જાદે દારૂ પી સરીયામ રસ્તા ઉપર તોફાન કરતો હતો પોલીસે તેને ધમકાવવાથી ઉલટો તે પોલીસના સામો થઇ તેને અપમાન આપવા લાગ્યો એટલે પોલીસે તેને કેદ કરી મારી પાસે રજુ કર્યો. મેં તેની ઝડતી લેવરાવી ત્યારે તેની પાસેથી ત્રણ રૂપીઆ, તેર આના ત્રણ પાઈ નીકળી. આ પૈસા તું કયાંથી લાવ્યો તે તેને પુછતાં તેણે મને દારૂના નીશામાં બકી દીધું કે મને રૂપાળીઆ નામની એક સ્ત્રીએ મેં તેને ઝેર લાવી આપ્યું તેથી ઈનામમાં રૂપીઆ પાંચની નોટ આપી હતી તે મેં દારૂવાળાને ત્યાં વટાવી હતી. તેથી નામદાર કોર્ટે આ નીશાબાજ હરામીને યોગ્ય શીક્ષા કરવી જોઇએ નહીં તો દિનપ્રતિદિન આવા નઠારા નીશાબાજે વધવાથી પ્રજાને ભારે હેરાન ગતી ભોગવવી પડશે. તથા જે રૂપાળીને તેણે ઝેર લાવી આપ્યું છે તે બાઇએ તે ઝેર પોતાની શોકયના છોકરાને ખવરાવ્યું હતું પણ સારા ભાગ્યે ડોકટર મી. દોલતરામ જેવો હમણાંજ ડાકટરી પરિક્ષામાં પાસ થઇ એલ, એમ, એન્ડ એસની ડીગ્રી મેળવી આવ્યા છે તેઓ તે બાઇના ધણી શામળલાલને જેવા ગયા હતા તેમને તે છોકરાને તે ઝેરની અસરથી મરતાં બચાવ્યો તથા પોલીસને ખબર આપી હતી. તેથી તે રૂપાળીને પણ રાત્રેજ કેદ કરી હતી. તેને પણ હું અત્રે

લાવ્યો છું માટે નામદાર સરકારની ધ્યાનમાં આવે તેમ વેગના માટે ધારશો.

માજીસ્ટ્રેટે રૂપાળીનો કેસ પહેલો સાંભળવા તેના કાગળીઆ શીરસ્તેદાર પાસેથી માગી લીધા અને પોતે તે પુરૂં લક્ષ રાખી વાંચ્યા બાદ એકદમ એ કામ સેસનકમીટ કર્યું. તે વખતે રૂપાળીના વકીલ બી, સી, મોદીએ ઘણી તકરાર લીધી કે આપ નામદારે તે કેસ પુરૂં તપાસી પછીજ શેસનકમીટ કરવો જોઇએ.

માજીસ્ટ્રેટ—મી. મોદી! તમે નાહક તકરાર કરી કોરટનો વખત ગાળો છો તે ઠીક કરતા નથી. એ કેસના કાગળીયા મેં વાંચ્યા છે. અને તેથીજ મારી ખાત્રી થઇ છે કે તમારી અસીલ બાઇ રૂપાળીએ તે છોકરાને ઝેર દીધું છે, એ બાઇ કેવી વર્તણુંકની છે તે બાબતની મને ઘણી ખાત્રી છે તેના ઉપર તેના ધણીએ ઘણી વખત ફરીયાદી માંડી છે અને તેથી કરી કોરટે તેને ઘણી વખત દયા ખાઇ જુજ શીક્ષા કરી છોડી છે. છતાં પણ તે તેની ખરાબ—અથવા—પાપી રહીએ તો પણ ચાલે તેવી કુટેવ તજી નથી. માટે હવે મારે મારી ફરજ તરીકે નામદાર સરકારના કાયદાને માન આપવું જોઇએ અને તેટલાજ કારણથી હું એકદમ આ કામ સેસનકમીટ કરૂં છું.

માજીસ્ટ્રેટનો આ જવાબ સાંભળતાંજ મી. મોદી નારાજ થઇ ગયા લોકો પણ માંહોમાંહે વાતો કરવા મંડી ગયા કે—ઠીક થયું હવે રાંડ ફાંસીને માંચડે ચડવાનીજ ઘણાં પાપ કરતી હતી. કોઇ કંઇ કહેવા જતું તો ઉલટી કઇડવા ધાતી હતી. હવે કેવી જખમારીને નવ લાખની હવેલીમાં બીરાજે છે! એતો એજ દાવની! લાજ મુકી ગરજાદ મુકી

અને રંડા નીકળી ગઇ! બીચારો ધણી પણ સુખી ન થયો અને રાંડે શાંએ કામણટુંગણ કર્યા કે બાપડો ગાંડો થઇ ગયો! નહીં તો કેવો ભલો માણસ હતો. જેનું કામ હોય તેનું અડધી રાતે કરતો હતો! અરેરે ભગવાન ભલા માણસના જ્યાં ત્યાં ભોગ પણ અંતે "સત્યમેવ જયતે." થયા વિના રહેજ નહીં ને નહીંતો રાંડનું પાપ પકડાયજ કેમ? એટલામાં સીપાઇએ આવી સૌને છાંના રહેવા કહ્યું. અને રૂપાળીને પાંજરામાંથી કહાડી જેલખાને મોકલી, જે વખતે તેને બહાર કહાડી તે વખતે તેની તરફ આંગળીઓ કરી ધીક્કારની નજરે જોવા લાગ્યા રસ્તામાં કેટલાકોએ ગાળો વટીક દીધી રૂપાળી આ વખત સૌ મૂંગે મ્હોડે સાંભળ્યા કરતી હતી કારણ કે જો જરી બોલવા જાય તો સાથે આવેલા સીપાઇ દાદા ડગ ગોદો ઠોકે! આવી હાલતમાં તેણીને તે દીવસે તો જેલખાનામાં લઇ ગયા. ડાકટર શામલાલ, ગુલાબ અને સુંદર પાછા ઘેર આવ્યા. શીરસ્તેદારે તે કેસના કાગળીયાના રદીયા તૈયાર કહી સેસન જજને ત્યાં મોકલી આપ્યા. જે વાંચી સેસન જડજે જરૂર પડતા સાક્ષીઓ ઉપર સમન કહાડયા. અને માજીસ્ટ્રેટે પેલા ઝેર લાવી આપનાર માણસને પણ એક માસની સજા ઠોકી તેને રૂપાળીની જોડે કેદખાનામાં હવા ખાવા મોકલ્યો.

આખરે મેજીસ્ટ્રેટને ત્યાંથી સેસન કમીટ થયેલો કેસ શેસન જડજની કોર્ટમાં આવ્યો તેમણે સાક્ષીઓ ઉપર સમન કહાડી સર્વેને બોલાવ્યા કોર્ટના વખતે સૌ ત્યાં હાજર થયા. તેમ છાપાવાળાઓએ પણ પોતાના પત્રમાં આ બાબતની ખબરો છાપેલી હોવાથી ઘણા લોકો તે જોવા ભેગા

થયા. એટલે કોર્ટ તરફથી જુબાનીઓ લેવી ચાલુ થઇ.

"ડાકટર દોલતરામની જુબાની."

સેવાલ—તમારૂં નામ શું તથા તમારા બાપનું નામ શું છે?

જવાબ—મારૂં નામ દોલતરામ તથા મારા પીતાનું નામ ડાહ્યાભાઇ છે.

સવાલ—તમારી ઉમ્મર કેટલી છે તથા તમે શુ ધંધો કરોછો?

જવાબ—મારી ઉમ્મર અઠ્ઠાવીશ વરસની છે અને હું એલ, એમ, એન્ડ એસની પરિક્ષામાં પાસ થઇ ડીગ્રી મેળવી હાલ ડોકટરનો ધંધો કરૂં છું.

સવાલ—તમે આ રૂપાળીને ઓળખો છો ? તથા તે કેવી વર્તણુંકની છે ?

જવાબ—હાજી, સાહેબ. તેણીની ખરાબ ચાલ માટે મારા સાંભળવામાં ઘણી વખત આવ્યું છે.

સવાલ—સુંદરને ઝેર કઇ વખત આપવામાં આવ્યું તથા તે કોણે આપ્યું તે જાણો છો ?

જવાબ—હું શામળલાલને જોવા ગયો, તે વખતે એકાએક સુંદરને ચુંક આવવા લાગી અને તેનું શરીર તપાસતાં મને ઝેરનો શક આવવાથી મેં તેને મારી ઇસ્પીતાલમાં લઇ જઇ વામીટ કરાવ્યું તો તેમાંથી ઝેર માલમ પડ્યું તે કોને આપ્યું તે મને ખબર નથી. પણ રૂપાળીની ખરાબ ચાલથી તેનાપર મને શક આવે ખરો. અને તે મારા ધારવા પ્રમાણે રાત્રે આઠેક વાગ્યાના સુમારે આપવામાં આવ્યું હશે, મેં તે બાબતની પોલીસને ખબર આપી હતી.

સવાલ—તે ઝેર નીશાદાર હતું કે પ્રાણ ધાતક હતું ?

જવાબ—પ્રાણઘાતક સાહેબ?

સવાલ—તમે આ બધું પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું છે?

જવાબ—હાજી, મેં જે કહ્યું છે તે ઇશ્વર સમક્ષ સમજી સરકારના હુકમને માન આપી સાચુંજ કહ્યું છે.

"બાળ સુંદરની જુબાની."

સવાલ—તારૂં નામ શું તથા તારા બાપનું નામ શું?

જવાબ—મારૂં નામ સુંદરલાલ તથા મારા બાપનું નામ શામલાલ.

સવાલ—તારી ઉમ્મર કેટલી છે? તથા તું શું કામ કરેછે?

જવાબ—આસરે આઠેક વરસની સાહેબ ને હું નીશાળે જઉં છું, ભણું છું.

સવાલ—તને ઝેર કોણે આપ્યું હતું?

જવાબ—મારી મોટી મા છે કેની, તે રોજ મારી બા સાથે લડતી હતી અને બાળતી હતી, તે સાહેબને કહુના. એક દહાડો તો મારી બાને ગળે ટુંપો દીધો હતો પણ મેં બુમ પાડી ને તેથી પાડોશી આડોશી દોડી આવ્યાં ત્યારે તેણે મારી બાને મુકી. કાલે સાંજે મને રસોડામાં લઇ જઇ શીરો ખવરાવ્યો અને પાણી પણ ત્યાંજ પાયું. પછી હું બાપા પાસે હતો તેવામાં ડાકટર આવ્યા, બાપાની નાડી જોવા લાગ્યા એવામાં કેની મને એકદમ પેટમાં ખુબ અંબળાવવા લાગ્યું અને જીવ ખેંચાવા લાગી તેથી હું તો ઠગ ઇને ભોંય પડી ગયો સાહેબ. પછી તો સાહેબને કહું જો મને તો લાલ લીલા પીળા રંગ દેખાવા લાગ્યા. અને આંખે અંધારા આવ્યાં. પછી શું થયું તેની ખબર નથી.

પછી જ્યારે હું ઉઠગો કેની. ત્યારે તો આ ડાકટર સાહેબ મારી પાસે બેઠેલા ત્યાંતો મને ઉપરા ઉપરી બકારીઓ થઈ એટલે જીવને જરા ઠીક પડયું ને પછી તો જ્યાં જોઉ તો મોટા મોટા આવડા (હાથના ચાળા કરી બતાવે છે.) શીશાની હારો મને દેખાઇ.

સવાલ—તને આગાઉ કદી આવું થયું હતુ?

જવાબ—નાં'રે સાહેબ એનો કેની. ગારી મોટી માએ મને કાંક ખવરાવ્યુ તેથી થયું. એ મુઇ ગારી બા તથા મારા બાપા સાથે બહુવાર લડે છે સાહેબ, માટે તમે તેને અટકાવો તો મને બહુ વાહાલા લાગો અને હું રોજ તગારે ઘેર છે કેની રગવા આવી તમારા છોકરાઓ સાથે ખુશીથી રમું.

સાહેબ આ સાંભળી ખડખડ હસી ગયા. અને લોકોમાં પણ હસાહસ ચાલી તથા નીર્દોષ બાળકની આગાળ ચેષ્ટાથી સૌને અપાર દયા છુટી. છેવટે પોલીસ ફોજદારને જણાવ્યું કે આ કેસ બાબત શી બીના છે. તે કોરટની રૂબરૂ પ્રતિજ્ઞા પૂર્વક સાચે સાચું કહી સંભળાવો. ફોજદારે સોગન ખાઇ જુબાની આપવા શરૂ કરી.

## (ફોજદારની જુબાની.)

મારૂં નાગ શેખમહમંદને મારા બાપનું દીનમહંમદ હું નાગદાર સરકારની પોલીસ કોમનો એક અમલદાર છું. ગઇ તારીખ તેર માંહે માર્ચને રોજ એક રીપાઇએ આવી રૂપાળી નાગની બીએ પોતાની શોકયના છોકરાને ઝેર દી-

ધાની વાત મને કહી તેથી મેં તેને કેદ પકડવા પોલીસને હુકમ આપી હું તેને (પોલીસને જે ડાકટર મી. દોલતરામે ખબર આપી હતી તેમને ત્યાં ગયો. તે વખતે ડોકટરે છોકરાને ઉલટીની દવા પાઇ હતી અને તેની નાડી હાથમાં લેઇ તપાસતા હતા ત્યાં બેઠો થોડીવારે તે છોકરાએ ઉલટી કરી તેમાંથી ઝેર નીકળ્યું તે મેં નજરે જોયું અને પછી ત્યાંથી તરત ચબુતરે જઇ રૂપાળીને ઘણીક રીતે ધમકાવી તેની જડતી લેતાં તેના નાડાના છેડેથી ઝેરની પડીકી ગળી આવી તે મેં કોર્ટમાં અગાઉ રજુ કરી છે. તેમ તેમાં સામેલ થનાર માણસે માજીસ્ટ્રેટને ત્યાં કબુલ કર્યું હતું. તે કોર્ટના જાણવામાં હશે. (પછી રૂપાળીને પુછ્યું કે તારે કાંઇ કહેવું છે.)

રૂપાળી—સાહેબ, મારે માંથે આ બનાવટી તરકટ છે, અને તેણે મને દૂર કરવાના ઇરાદે આ કામ પોતે કર્યુ છે. માટે હું નીર્દોષ ગરીબમાર જેવું છું, જેથી કોરટ મને છોડી મુકી મારાં પ્રત્યે દયા દાખવશે, હું વધારે કહેવા કાંઇ ઇચ્છતી નથી.

## "શામલાલની જુબાની"

સવાલ—તમારૂં તથા તમારા બાપનું નામ શું? તથા તમે શું ધંધો કરોછો?

જવાબ—મારૂં નામ ખાતો પીતો (હસાહસ) હું ડાયમંડ બેંકના શેર ખરીદી લઉ પણ તે રાંડે દેવાળું

કાઢયું અને મારા રૂપીયા ખાઇ ગઇ તેથી તમે પાછા અપાવેને સાહેબ (હસાહસ)

સવાલ—આ તમે શું બોલો છો? આતે કોર્ટ છે કે ઘરછે?

જવાબ—અરે ઘરને શું સળગાવવું છે? મારા રૂપીઆ અપાવોને વળી (હસાહસ) જો એ ધોળીઝારી મારા રૂપીયા ના ખઇ ગઈ હોયતો મારા બાપની સોગન સાહેબ (હસાહસ) તે કાંઇ થોડાએ નહીં પણ ચાલીસ હજારનો ઢગલો એ માગ બાપરે એ એ (ભારે હસાહસ.)

(છેવટે ડાકટરે જાહેર કર્યું છે. એ માણસના ચાલીસ હજાર રૂપીઆ ડાયમેન્ડ બેકમાં ડુબાઈ ગયાથી તે હાલ ગાંડો થઇ ગયો છે માટે કોર્ટે તેની જુબાની બંધ રાખવી એ સારૂં છે એના મગજને ખામી થવાથી એની જુબાની બંધ રાખી સરકારી વકીલ પાસે દરેક સાક્ષીઓની ઉલટપાલટ તપાસ કરાવી છેવટે જજમેન્ટ નીચે મુજબ ઘડી કહાડયું.)

## "સેસન જડજે આપેલું જજમેન્ટ"

સેસન જડજ સાહેબની કોરટ. } આજ તા. ૨૭—૭—૮૪ "નૌતમપુરી"

જે ભોગતદારને કોર્ટના પાંજરામાં ઉભી કરવામાં આવેલ છે, તેના બચાવનો એકે પુરાવો તેની જુબાનીસીવાય ન હોવાથી તથા તેની વીરૂદ્ધના સાક્ષીઓની જુબાનીઓ અને એકંદરે તે કાગના બાગતા સબળાં પૂરો તપા-

સતાં કોર્ટ તેમને હુકમ ફરમાવે છે કે.—

બાઇ રૂપાળીએ તેની શોકય બાઇ ગુલાબના બાળક પુત્ર સુંદરલાલને ઝેર દીધેલું એ વાત ખરી લાગે છે. કારણ કે તે બાઇ ઘણા ગુન્હાગાં કોર્ટમાં આવી છે છતાં કોર્ટે તેને સારી વર્તણુંક ચલાવી પતી સાથે સંપી રહેવા શીખામણ દઇ જુજ શીક્ષા કરી જતી મેલી હતી. તોપણ તે ન સુધરતાં નીચ કર્મ કરી કંકાસીયણ થઇ અને તેની ખાત્રી માટે ડોકડર મી૦ દોલતરામની તથા સુંદરલાલ બાળકની જુબાનીપર વધારે ભરૂસો રાખી તે નીચ વર્તણુંકની નઠારી સ્ત્રી હોવાથી પણ સ્ત્રીહત્યા ન કરતાં તેને જન્મ દેશનીકાલની સજા કરવામાં છે.

આ ઉપરથી છોકરાઓની લાલચે, કે પૈસાની ખુમારીથી, અથવા બીજા કોઇ પણ કારણોથી જે જે લોકો બે બે સ્ત્રીઓ કરે છે તેમને સમજવાનું છે કે શાગલાલ જેવા કુળવાન અને સુખી તથા સમજુ માણસને પણ અનેક આપત્તીઓમાં પડવાનું મુખ્ય કારણ બે સ્ત્રીઓજ છે અને સૌ નજરે જુઓ કો કે તેજ માણસની અત્યારે કેવી કરૂણાજનક સ્થીતી થઇ છે. હજુ પણ નામદાર સરકારની છાયા નીચે રહેનાર ભલી પ્રજા સમજી પોતાની ગ્નાતીમાંથી આવા કુચાલો કહાડી નાંખશે તો સુખી થશે.

જન્મ દેશનીકાલની સજાનો હુકમ સાંભળતાંજ રૂપાળીના હોંસકોંસ ઉડી ગયા અને પાંજરાંમાંને પાંજરામાંજ મુછાઇ પડી. સીપાઇઓએ તેને સચેત કરી જેલખાને લઇ

જવા બહાર કહાડી મોકો તેને શીટકારની નજરેથી જોતા હતા પણ તેમના કોમળ હૃદયમાં હવે દયા આવી. તેથી તેથી સૌ ઉદાસી ચેહેરે તેની પુઠે ગયા અને છેવટે જેલના બારણેથી પાછા વળી તેના ગુણ અવગુણનું વિવેચન કરતા ઘર તરફ ચાલ્યા ગયા. ડાટકર શામલાલને ગુલાબને તથા સુંદરને ગાડીમાં બેસાડી તેમના ઘેર મુકી આવ્યો. ઘેર આવતાંજ ગુલાબને પણ જાણે ઘર ખાવા ધાતું હોય તેમ દેખાયું. કારણ કે ભલી ભુંડી પણ શોકય ઘરમાં હોવાથી હજારો માણસ જેટલી વસ્તી જણાતી હતી. તે વખતે તેને ઉજ્જડ ભાસ્યું. અને અબળા જાતીના અંતઃકરણમાં જે દયાના અંશો રહેલા છે તે દયાના અંશોથી તેને રૂપાળીના માટે ઘણું લાગી આવ્યું. તેથી સાંજે વાળુ કરવા બેઠી પણ પુરૂં પેટ ભરીને ખાવું ભાવ્યું નહીં અને સૌ તરફથી તેનું હૃદય શુનકાર મારી રહ્યું હોય તેમ લાગ્યું. તેવામાં રાત્રે પાછા ડોકટર આવ્યા તેમણે તેને સમજાવી ધીરજ આપી શાંત પાડી શામલાલની દવાની સુચના આપી પોતે પાછા પોતાને ઘેર ગયો. ગુલાબે પણ શામલાલને દવા પાઇ પોતે પણ સુવાનો સમય થવાથી પાસે પથારી કરી સુતી સુંદર તો બીચારો તે પહેલાંજ નીરાંતે ઉંઘતો હતો. તે નીર્દોષ બાળકને પોતાના માબાપની કેવી સ્થીતિ છે તેની કયાં ખબર છે કે આજ કાલ અમારી દશા કેવી માઠી ચાલે છે ? !

# પ્રકરણ ૧૬ મું.

## દશારાની દોડધામ, ડાયમન્ડ બેન્ડ પાયાપર આવવાથી શામલાલનું સુધરવું.

ઉપલા બનાવને કેટલોક વખત વીતી ગયા પછી દશેરાના તહેવારના દીવસે આ ગૌતમપુરીમાં ભારે આનંદ વર્તી રહ્યો છે. બાળકો નવાં નવાં લૂગડાં પહેરી બાપની સાથે સાંજે મેળામાં ફરવા જવાની ખુશાલીમાં આજ્ઞાધીન થઇ ગયાં છે! સ્ત્રીઓ સારૂં સારૂં ખાવાનું બનાવવાની ખટપટમાં પડી છે. ભટ્ટજી મહારાજો જજમાનો મુલાકાત લેવાની આશાએ ખભે કોથળી ભરાવી ઘેર ઘેર આંટા મારી રહ્યા છે! કંદોઇ લોકો ગ્રાહકોનું મન લલચાવવા દુકાનમાં ભારે ઠાઠ દેખાડવા હાંડી, તકતા, ઝુમર, અને ઘડીઆળો ભરાવવા લાગ્યા છે! ગાડીઓ વાળા ઘોડાઓને નવરાવી સાફ કરી ગાડીઓની ગાદીઓ ખંખેરી શેઠની સ્વારી માટે તૈયાર થવાની તાલમેલમાં પડયા છે! એવામાં એક છાપાવાળો ન્યુસપેપરોનો થોકડો લઇ વહેંચવા નીકળ્યો છે, તેની પાસેથી એક ફાંકડા ચેહેરાના હસમુખા છોકરાએ એક નકલ લઇ જરા ઉપર ટપકે વાંચી જોયું અને તેમાં કંઈ તેના લાભની બાબત તેના જાણવામાં આવવાથી તે નકલ પોતે વેચાતી ખરીદ કરી તે છાપાવાળાને પૈસા આપી પોતે હરખાતો હરખાતો પોતાના ઘર તરફ દોડયો.

હવે અહીં આપણી વાર્તાના નાયક શામલાલની તબીયત દીનપ્રતિદીન સુધરવા લાગી છે. તે પોતે હિસાબખા-

નામાં એક આરામ ચેર્સપર સુતાં સુતાં "રામ ચરિત્ર" નું પુસ્તક વાંચતો હતો તેવામાં નાનો સુંદર જે હવે વાંચતાં લખતાં સારી પેઠે શીખ્યો હતો તેથી ઉમ્મરના પ્રમાણમાં સમજણ પામ્યો હતો તે હાથમાં એક ન્યુસ લઈ દોડતો દોડતો દીવાનખાનામાં આવી બોલ્યો—

"બાપા, બાપા, જુઓ આ વાંચો ! ડાયમન્ડ બેંકની હાલત સુધરી છે તથા તે પોતે ખમેલા નુકશાનનો બદલો પોતાના આસામીઓને તા. ૧૨-૨-૯૩ એ વાળી આપવાની છે માટે તે વખતે તે કંપનીના શેર હોલ્ડરોએ પોતાના શેરો લઇ કંપનીના મકાનમાં હાજર થવું. શામલાલ આ ખુશ ખબર સાંભળી એકદમ ન્યુસ સુંદર પાસેથી લઈ વાંચવા મંડી ગયો અને સુંદરે કહેલી બીના ખરી પડવાથી ઘણોજ હરખમાં આવી ગયો અને સુંદરને સેંકડો બચ્ચીઓ હેતના ઉમળકાથી લેવા લાગ્યો. એવામાં ગુલાબ પણ કંઇ કારણસર ગેડે આવી હતી તેને આ વાતની ખબર પડવાથી તે પણ અતીશય હરખમાં આવી ગઇ અને હરખના ઉભરાતા હૈયે ઇશ્વરની હજારોવાર સ્તુતિ કરવા લાગી. એવામાં અતીશય હરખના લીધે શામલાલને મુર્છા આવી તેને ગુલાબે ઘરમાંથી ગુલાબજળ લાવી છાંટયું સુંદર હાથમાં પંખો લઇ પીતુભક્તિ કરવા લાગ્યો. એટલે થોડીવારે શામલાલ સચેત થયો. અને જાણે નવાજ જન્મમાંથી ઉઠયો હોય તેમ આશ્ચર્યથી સર્વેના તરફ ધારી ધારીને જોવા લાગ્યો. અને ફરી ન્યુસ લઇને તે ફકરો વાંચ્યો તેની

ખરીજ ખાત્રી થઇ કે ડાયમન્ડ બેંક સુધરી છે અને હવે તેને તેના રૂપીઆ પાછા મળે એગ છે ત્યારે તે શાંતી પામ્યો અને તેની ભ્રમના ભાગી ગઇ. એવામાં સાંજ પડી એટલે શામલાલ તથા સુંદર ન્હાઇ ધોઈ કુળદેવીની પૂંજા કરી જમવા બેઠા. અને કંસાર ધી જમીને બાપ દીકરો સારાં સારાં વસ્ત્રો પહેરી મેળામાં ફરવા ગયા. એવામાં તેમને ડોકટર સામા મળ્યા, તેઓ તો શામલાલની એકદમ આવી સ્થીતી જોઇ અચરત પામ્યા છેવટે શામલાલે બેંકની ખબર આપી અને તેથી ડકટરની ખાત્રી થઇ કે શામલાલની સ્થીતી તેથીજ સુધરી છે તેઓ ત્યાંથી સાથે સાથે મેળામાં ફર્યા. આ વખતે સુંદરને તેના પીતા શામલાલે તથા ડોકટરે કેટલાંક રમકડાં અપાવ્યાં તે લઇ સૌ ઘર તરફ પાછા વળ્યા. એવામાં ડાકટરે શામલાલ પાસે રજા માગી ત્યારે શામલાલે કહ્યું અરે ચાલોની ડાકટર ઘેર તો ચાલો. આજ આનંદનો દીવસ છે માટે પાન સોપારી તો ખાતા દીઠો શામલાલના આગ્રહથી ડાકટર તેના ઘેર ગયા ગુલાબે આ વખત સર્વેને ફુલોથી વધાવ્યા અને પાણીનો લોટો તેમના માથેથી ઉતારી બહાર ઢોળી દીધો, અને સૌ મેડે દીવાનખાનામાં બેઠાં બેઠાં વાતો કરવા લાગ્યાં સુંદર પાન બનાવવા લાગ્યો. શામલાલ સોપારી કાતરતાં કાતરતાં બોલ્યો.

"ડાકટર મેં તો હવે શીગન ખાધા છે કે આ વહેંચણી ગયા પછી સરનો ભાવ ઉંચો આવે કે તરત સ-

ર વેચી નાંખી નગદ રૂપીઆ ઘરમાં ગાંઠવા કારણ કે વ-ધારે વ્યાજના લોભમાં દુરથી નાસી આવેલા અજાણ્યા લો-કો કે જેમનું ઠાગ ઠેકાણું કે નામ જાત જાણ્યા વીના હ-જારો રૂપીઆ ધીરવા અને તે લોકો પારકા પૈસે હજારો રૂપીઆ પેદા કરી પાછા સ્વદેશમાં સટકી જાય તેવા કર-તાં હું તો પોતાના દેશના દેવાળીયા માણસને તે રૂપીઆ ધીરવામાં ડહાપણ સમજું છું."

"હા તમારૂં કહેવું વ્યાજબી છે." ડાકટરે શા મલાલના મતને ટેકો આપ્યો.

એવામાં સુંદરે પટીઓ તૈયાર કરી ડાકટરને તથા શામલાલને આપી અને પછી પોતે મેળામાંથી નવાં ખરીદી લાવેલા રમકડાં ગોઠવવાં મંડયો.ઘણો વખત થવાથી ડાકટર પણ ઘર તરફ જવા ઉઠયા. કારણ કે તેઓને રાત્રે જમવાનો રીવાજ હોવાથી જમવાનો પણ વખત થયેલો અને વળી રાત્રીની રોશનાઇ જોવા જવું હતું. તેથી શામલાલ જોડે સેકહેન્ડ કરી એટલે સુંદર પણ દોડતો દોડતો આવી ક-હે કે કેમ ડાકટર સાહેબ મારી સાથે સેકહેન્ડ નહીં કરો કે?

"શા માટે નહીં?" ડાકટરે હાથ આપતાં કહ્યું.

"કાલે પાછા આવજો હોકે?" સુંદરે સેકહેન્ડ આ-પતાં કહ્યું.

ડાકટર 'વારૂં' કહી ચાલ્યા ગયા એટલે સુંદર પાછો રમકડાં ગોઠવવામાં ગુંથાયો એવામાં ઘડીયાળમાં આઠ વા-

આ કે તરત તે પડતું મુકી દોડતો આવી કહેવા લાગ્યો કે બાપા, બાપા! ચલોની! આકતો વાગ્યા! રોશનાઇ જોવાના વખત થયોની!

"હા બેટા ચાલો!" કહી શાગલાલ સુંદરને આંગળી- એ વળગાડી ઘરમાંથી બ્હાર નીકળ્યો.

બાપ દીકરાને આ સુખ અનુભવતું જોઇ ગુલાબ બારીએ જોતી બેઠી. અને પ્રભુનો પાડવા માનવા લાગી કે–હે જગદીશ્વર કૃપા નિધાના તારી ગતીની બલીહારી છો તું હરનીશ આ અચળ સુખ અમને ભોગવવા ભાગ્યશા- ળી રાખજે!!!

